

શ્રી સત્યમેવ જયતે

મનુષ્યયત્ન-ઇશ્વર કૃપા

# કન્યા વિક્રયની ક્રૂરતા.

નાટક ગાયન તથા ભાષણ સહિત

પ્રકાશક,

લેખકઃ-લક્ષ્મીદાસ પરમાણુંદદાસ ભૂતા.

# કન્યાવિક્રય સામે લડત.

શ્રી કન્યાવિક્રય નિષેધક સમાજનું લગભગ ચૌદ વર્ષથી મુંબઈમાં લક્ષાધિપતિ શેઠ વલ્લભદાસ જમનાદાસના ઉદાર આશ્રય તળે સ્થાપન કરવામાં આવેલ છે. અને ભોજરાજ તથા કવિ કાલીદાસના વખતમાં ધર્મનાં નાટકો પ્રજાને મફત બતાવી પ્રજાને બોધ આપવામાં આવતો હતો, તે મુજબ આ કળીયુગના જમાનામાં સમાજ તરફથી "કન્યાવિક્રયની ક્રૂરતા" નામનું નાટક પ્રજાને તદ્દન મફત બતાવીને બોધ આપવામાં આવે છે, તેમાં:—

ભાવનગરના લોકપ્રિય દિવાન સાહેબ ઑનરેબલ
સર પ્રભાશંકર દલપત્તરામ પટ્ટણી.
માધવબાગવાળા કપોળ જ્ઞાતિના નગરશેઠ
સર જગમોહનદાસ વરજીવનદાસ.

ભાટીયા જ્ઞાતિના અગ્રેસર ગણાતા
ગૌબ્રાહ્મણ પ્રતિપાળ શેઠ મોરારજી વેલજી.
મૅજીસ્ટ્રેટ રાવબહાદુર ચુનીલાલ હરિલાલ સેતલવાડ.
ગુજરાત સ્ત્રીમંડળનાં પ્રમુખ સ્વ૦ જમનાબાઈ
નગીનદાસ સક્કઈ.

રાવબહાદુર બચ્છરાજજી જમનાલાલ.
ડૉક્ટર પોપટલાલ પ્રભુરામ ઍલ. ઍમ. ઍન્ડ. ઍસ.
વિશ્વનાથ પ્રભુરામ બૅરીસ્ટર ઍટ લૉ.
જુનાગઢના ચીફ રેવન્યુ ઑફીસર રાવબહાદુર
કેશવલાલ ગિરધરભાઈ.

ઝવેરી કાનજી માલજી.
ભાવનગરના માજી દીવાન સાહેબ વિઠ્ઠલદાસ શામળ-
દાસના પુત્ર ભુપતરાયભાઈ.

ભાવનગરના નગર શેઠ પ્રભુદાસ ભગવાનદાસ.
મહુવાના નગરશેઠ વછરાજભાઈ ત્ર્યંબકભાઈ.
મુલજી જેઠા મારકીટમાં શેઠ વલ્લભદાસ ચત્રભુજ શીવજી.
ભાતબજારમાં શેઠ કેશવજી મેઘજી.

દાણાબંદરમાં શેઠ ધારશી નાનજી.
કરીયાણા બજારમાં શેઠ વનમાળી જેઠાભાઇ.
ભાવનગર સ્ટેટના રેવન્યુ આસિ૦ કમિશનર
હોરમજશા શેઠ.
ભાવનગર સ્ટેટના ડેપ્યુટિ એજયુ૦ ઈન્સ્પેકટર નરસિં-
હપ્રસાદ રેવાશંકર અંજારીઆ
બોટાદના વહીવટદાર હીંમતરાયભાઈ પરમાનંદદાસ.
મહુવાના ન્યાયાધીશ જીવરાજભાઇ.
કુતીઆણાના ન્યાયાધીશ ચતુરભાઈ ભાઈલાલ.
કુતીઆણાના વહીવટદાર પ્રેમચંદભાઇ જેચંદભાઈ.
વિગેરે વિગેરે.

કેળવણી પામેલા અનેક ગૃહસ્થોના પ્રમુખપણા નીચે અત્યાર સુધીમાં અનેક મેળાવડા કરી મુંબઇ નગરીના લક્ષાધિપતિ ગૃહસ્થોની મદદથી કુલ્લે બાવીશ હજાર રૂપીઆનો ખર્ચ ભોગવી બે લાખ ઉપરાંત માણસોને આ નાટક તદ્દન મફત બતાવવામાં આવ્યું છે. એ ઉપ-રાંત કાઠીઆવાડની પ્રજાને પણ આ નાટક બતાવવાનો પ્રયાસ ચાલુ છે.

ભાવનગરના લોકપ્રિય દિવાન સાહેબ ઑનરેબલ

## સર પ્રભાશંકર દલપતરામ પટણી.

સાહેબે કન્યાવિક્રયની ક્રૂરતા નાટકને માટે
આપેલો વ્યાજબી ઇન્સાફ.

પટણી સાહેબનું ભાષણ.



ગૃહસ્થો અને બાનુઓ,

"આ દાઢીના ધોળા વાળ થયા તેની અંદર મેં ઘણી વખત નાટક જોવામાં હાજરી આપી હશે, પણ નાટકશાળામાં સ્ટેજના તખ્તા ઉપર આવી નાટક સંબંધી ભાષણ કરવાનો વખત આવ્યો હોય તો આજના ખેલના લેખક મી. ભુતાને માટે મારી આખી જીંદગીમાં આ પહેલોજ છે. આજના કન્યાવિક્રય નાટકના પ્લૉટનું બંધારણ હિંદુ સંસારને માટે અતિ ઉપયોગી છે. વળી આખા ખેલમાં કન્યાવિક્રય કરના-

રને બોધ આપવાના શબ્દો શિવાય બીજું કાંઇ પણ બતાવવામાં આવ્યું નથી. તેમાં કન્યાવિક્રયનિષેધક "પ્રાણલાલ" નો પાર્ટ ભજવી બતાવવાની મી. ભુતાની મહેનત તથા કન્યાવિક્રયના દુ:ખમાં રીબાતી કન્યાનું કરૂણાજનક દુ:ખદર્શનની જોનાર માણસને ઘણીજ અસર થાય છે. બીજા અંકમાં ફાંસીનો સીન ભજવાય છે. તે સીન પ્રેક્ષકોનું ધ્યાન ખેંચે છે. આ સીન જોતાં મારૂં પોતાનું હૃદય ભરાઈ આવ્યું હતું. આ પ્રમાણે બીજા પ્રેક્ષકોનું હૃદય ભરાઈ આવતું હશે તેમાં કંઈ પણ નવાઇ જેવું નથી. હાલમાં બીજી નાટક કંપનીઓ પોતાના ધંધા રોજગાર તરીકે નાટકો ભજવે છે, તે નાટકોની લાઈનમાં આજનું કન્યાવિક્રયનું નાટક કોઈપણ રીતે મુકી શકાય તેવું નથી, એટલે તે નાટકને અને આજના નાટકને જમીન અને આસમાન જેટલો તફાવત રહેલો છે. આજનું કન્યાવિક્રયનું નાટક સ્રીવર્ગ તથા બાળકોને જોવાથી કોઇ પણ જાતની ખરાબ અસર થાય તેમ

મારૂં માનવું નથી; માટે દરેક કુટુંબે આ ખાસ ખેલ જોવા આવવાની તસ્દી લેવી. અને લેખકને બનતું ઉત્તેજન આપવું એવી મારી ભલામણ છે. હું જોઈને અજબ થાઉં છું કે ભાડાની સીન સીનેરીમાં ખેલ ભજવી બતાવી સેંકડો રૂપીઆનો ખર્ચ ભોગવી હજારો માણસોને મફત નાટક બતાવી બોધ આપવાનો મહા પ્રયાસ મી. ભુતાએ પોતાની નાની ઉમરમાં જે ઉપાડી લીધો છે તેને માટે ખરેખર જેટલા ધન્યવાદ અપાય તેટલા ઓછા છે. ”

---

## માધવબાગવાળા શેઠ જગમોહનદાસ વરજીવનદાસની

"કન્યાવિક્રયની ક્રૂરતા"નો ખેલ જોવા આવવા માટે થયેલી ઉત્સાહપૂર્વક માનવંતી હાજરી.

## કપોળ જ્ઞાતિના નગરશેઠ સર જગમોહનદાસ વરજીવનદાસનું ભાષણ.

"આજનું કન્યાવિક્રયનું નાટક જોવા મી. ભૂતાના આમંત્રણથી હું આવેલો છું. નાટક ભજવવું શરૂ ન હોતું થયું ત્યાંસુધી મને એવો બિલકુલ ખ્યાલ નહોતો કે આ નાટક એટલે દરજ્જે ઘણુંજ સરસ રીતે ભજવાતું હશે; પણ જ્યારે હું નાટક પુરેપુરૂં જોઉં છું. અને દેખાવ તથા પ્લૉટનું આંતરીક અવલોકન કરૂં છું, ત્યારે ખરેખર હું ઘણોજ ખુશી થાઉં છું. અને હીંમતથી કહું છું કે જો આ નાટક કાઠીઆવાડની અજ્ઞાન પ્રજા સમક્ષ ભજવાતું હોય તો આપણા હિન્દુ સંસારમાં કન્યાવિક્રયનો જે ઘાતકી રીવાજ ઉંડા જડ ઘાલી બેઠો છે તેમાંથી કાંઇક અંશે પણ નાશ થયા શિવાય રહેશે નહિં.

આજનું કન્યાવિક્રયનું નાટક જોવાથી ખરેખર હું બહુજ ખુશી થએલો છું, અને તે ખુશાલીના શબ્દો વચ્ચે મારા કપોળ આગેવાન બંધુઓને હું અન્તઃકરણ-પૂર્વક ભલામણ કરૂં છું કે હવે પછી કપોળ જ્ઞાતિનો એક જનરલ મેળાવડો કરવો અને તેમાં મ્હોટી સારી રકમ ભેગી કરી મી. ભુતાને અર્પણ કરવી; કે જેથી કરીને તેના ઉત્સાહમાં વધારો થાય અને સમાજ તરફનું કામકાજ સારી રીતે બજાવી શકે.

આજના મેળાવડામાં મારા તરફથી મી. ભુતાને એકસો એક ( ૧૦૧ ) રૂપીઆ ઈનામ તરીકે આપું છું, અને તેના પ્રયાસને માટે લાગણીપૂર્વક ધન્યવાદ આપીને પુષ્પહાર અર્પણ કરૂં છું.



## મુખ્ય પાત્રોનાં નામ.

### પુરૂષ વર્ગ.

**જગો ઢેઢી**—કન્યાવિક્રય કરનાર એટલે દીકરીનું વેચાણ કરવામાં પહેલે નંબરે હુશીઆર.

**પ્રાણુલાલ**—જગોઢેઢીનો પુત્ર અને કન્યાવિક્રયનો નિષેધક.

**સૌભાગ્યચંદ્ર**—પ્રાણુલાલનો બાળ મિત્ર, લલિતાનો પતિ અને એક લક્ષાધિપતિ ગૃહસ્થનો પુત્ર.

**બુઢોવર**—સાઠ વરસની ઉમ્મરે લગ્ન કરવાની કનિષ્ટ ઈચ્છા રાખનાર.

**અણુવર**—બુઢા વરની સાથે જાનમાં આવેલા જાનઈયા મંડળમાં સૌથી અગ્રેસર.

**ગોર ગોવરધન**—કુંવારી કન્યાઓનું ગમે તેવા વરની સાથે વેશવાળ કરાવી આપનાર કૃતઘ્નિ લાલચુ દલાલ.

**જડજ સાહેબ**—હાઈકોર્ટમાં ધર્મ આસનપરની પવિત્ર જગ્યાપર બિરાજનાર.

**જેલર**—જેલખાતાના ઉપરી અધિકારી સાહેબ.

**દેશીમંડળ**—કન્યાવિક્રયનિષેધક પ્રાણુલાલ પ્રત્યે દિલસોજી બતાવનારૂં.

**સીપાઇઓ**—જેલખાતાના, હાઈકોર્ટના, વગેરે પરચુરણ પોલીસ.

**જાનઈઆ**—જાનમાં આવનાર ગૃહસ્થો.

## સ્ત્રી વર્ગ.

હરખ—જગાઢેઢીની સ્ત્રી.

લલિતા—જગાઢેઢીની પુત્રી, પાછળથી સૌભાગ્યચંદ્રની સ્ત્રી.

લક્ષ્મી—સૌભાગ્યચંદ્રની બ્હેન, પ્રથમજ પ્રાણુલાલની સ્ત્રી.

સ્ત્રીમંડળ—લલિતા પ્રત્યે માનની દૃષ્ટિથી અવલોકન કરનારૂં.

શ્રી નીતિદેવી—પ્રાણુલાલ ઉપર પૂર્ણ પ્રસન્ન થએલી.

જાનડીઓ—જાનમાં આવનારી સ્ત્રીઓ.



## સૂચના.

નૉવેલ લખવામાં અને નાટક લખવામાં ફેર રહેલો છે. નૉવેલનું લખાણ ગમે તેટલું લાંબુ લખીને મોટું પુસ્તક બનાવી શકાય છે ત્યારે નાટકનું પુસ્તક ચાર કલાકમાં ભજવાય રહે એટલુંજ લખવામાં આવે છે. મુંબઈમાં તેમજ દરેક સ્ટેટમાં કાયદો છે કે રાતના સાડા નવ વાગે નાટક શરૂ કરી દોઢવાગે ચોક્કસ નાટક સમાપ્ત કરવું જોઈએ આ કારણથી ચાર કલાકમાં નાટક ભજવાઈ રહે અને તેમાં પણ સારાં સારાં રસિક ગાયનોના વન્સ્‌મોરના ટાઇમનો બચાવ કરીને એ હિસાબે ખાસ નાટક લખવામાં આવે છે માટે દરેક નાટકનાં પુસ્તકો આ પુસ્તક જેવડાંજ કદમાં રહેલાં હોય છે.



# ભેટ.

અમારી સગવડ મુજબ આ પુસ્તક ખાસ ભેટ તરીકે આપવા માટે છપાવી તૈયાર કર્યું છે માટે તેની કીમ્મત કાંઈ પણ રાખવામાં આવી નથી. સંવત ૧૯૭૮ ના અશાડ શુદી પુનમ રવીવાર.





"श्री सत्यमेव जयते."

# કન્યાવિક્રયની ક્રૂરતા.

## નાટકનો પ્રારંભ.



### પ્રવેશ પહેલો.



### ઈશ્વરસ્તુતિ.

મંગળાચરણ.

ગાયન ૧.

નટી—દિનદયાળ દિનાનાથ સકળ અકળ વિશ્વનાથ,
"કષ્ટ કાપી સુખ સ્થાપી ભક્ત જનોની ભીડ ભાગી;
"કન્યાવિક્રયનો નાશ કરવા પ્રેક્ષકોને પ્રેરજે. દિનદયાળ.

૨

નટી—"આવો સખી આવો પ્રભુને ફુલડે વધાવો,
"ફુલડે વધાવો પ્રભુને મોતીડે મઢાવો—આવો૦
"ચાલો સખી ચાલો આજે નાટક બતાવો,
"પ્રેક્ષક વર્ગોમાં નાટક બતાવો;
"કન્યાવિક્રયનો નિષેધ કરાવો,
"ભુલચુક માટે માફી ચાહો;
"[1]સિંધુ સુતાનો [2]સેવક લેખક જણાવો—ચાલો૦

૧ સિંધુસુતા [ એટલે ] લક્ષ્મી. ૨ સેવક [ એટલે ] દાસ.

**પ્રથમ પ્રવેશ સમાપ્ત.**



## પ્રવેશ બીજો.



સ્થળ—કન્યાવિક્રય કરનાર જગાઢેઢીને ત્યાં લલિતા નામની કન્યાનું વેવિશાળ કરવા સાઠ વરસના ડોસા વરને લઈને વેશવાળીઓ ગોર ગોવરધન આવે છે અને નીચે પ્રમાણે વાતચીતનો પ્રસંગ ચલાવે છે.

ગોવરધન—જુઓ શેઠ આ જગાઢેઢીનું ઘર, તમારી આખી જ્ઞાતિમાં તમારા જેવા વરને માટે તો ઈશ્વરે આ એકજ ઘર ઘડી કાઢ્યું છે, માટે હવે શું વિચાર છે તે જણાવો.

વર—કન્યા કેટલા વરસની છે ?

ગોવરધન—કન્યા ચૌદ વરસની છે, તેના બાપે દુધના કઢા પાઈને ઉછેરી મોટી કરી છે.

વર—ત્યારે તો કન્યા બહુજ સારી હશે.

ગોવરધન—શેઠ, કન્યાની શું વાત કરવી, ઉકરડે રતન પડ્યું છે.

વર—ત્યારે કન્યાનો બાપ રૂપીઆ કેટલા લેશે ?

ગોવરધન—રૂ. ૫૦૦૦) રોકડા લેશે વીચાર હોય તો હમણાંજ બોલાવી ચાંડલો ચોડી દઉં.

વર--પાંચ હજારમાં કાંઈ પણ ઓછું નહીં લે ?

ગોવરધન--એક ફુટી બદામની પણ આશા રાખવી નહીં.

વર--ત્યારે બીજે કોઈ પણ ઠેકાણે કન્યા નથી ?

ગોવરધન--અરે શેઠ, કન્યાનો કયાં કાળ પડયો છે પણ આવી રૂપાળી ને આવડી મોટી કન્યા બીજે કોઈ પણ ઠેકાણે જોવામાં આવતી નથી, છે પણ ચટણી, મરચું, આદું, હળદર એવી કન્યા છે, આ કન્યા પ્રમાણે ડોઠાં ને દઈથિરાં કયાંઈ નથી.

વર--અરે જાઓને, ચટણી તો ચટણી, પણ રૂપીઆ ઓછા પડતા હોય તો.

ગોવરધન--શેઠ, તે વાત કરો નહીં, એ કન્યાના માબાપ પાસે જાઉં અને આ વરની પાંસઠ વરસની વાત કરૂં તો તુરતજ પહેલાં તો મારાંજ હાડકાં ત્યાં ને ત્યાં કુણાં કરી નાંખે અને તમને ગાળોનો વરસાદ વરસાવી તમારા નામનાં છાજીયાં લેવાય એ તો નફા ખાને રહે, માટે કયાંઈ આડું અવળું ધ્યાન પહોંચાડશો અને નાણાંનો ફાયદો કરવા રોકાશો તો જેમના તેમ રહી જશો અને આ કન્યાનો જોગ વીખરાઈ જશે તો પછી આ વર સોનાપુર સિવાય કયાંઈ નહીં વરશે માટે જો વેશવાળ કરવું હોય તો જલદી ચોકસ કરો, નહીંતર પછી મને મારે કામે વળગવા દ્યો.

વર—ઠીક જેવું તમારૂં ધ્યાન, કન્યાના બાપને બોલાવી કરો નક્કી.

ગોવરધન—હા નક્કી તો હમણાં કરૂં પણ જુઓ વચમાં તમારાથી કાંઇ પણ આનાકાની થાશે નહીં અને રૂ. ૫૦૦૦) થી એક પાઇ પણ ઓછી પડશે નહીં. છે કબુલ ?

વર—ઠીક જેમ તમો કહો એમ કબુલ છે પણ કન્યા જોયા પછી કબુલ છે.

ગોવરધન—હા એમાં શું છે ? કન્યા બતાવવી અને પસ કરાવવી એ આપણે પણ કબુલ છે. બેસો નિરાંતે હમણાં કન્યાના બાપને બોલાવી નકી કરૂં છું. અને કન્યા આપને બતાવું છું પણ મારા રૂ. ૧૦૦૦) જુદા છે. શેઠ હો.

વર—હેં ! તમારા રૂ. ૧૦૦૦) શેના ?

ગોવરધન—હેં તમને ખબર નથી ?

વર—ના.

ગોવરધન—જુઓ સાંભળો, પારકાની ચૌદ વરસની દીકરીને પાંસઠ વરસના વર સાથે એટલે મડા સાથે મીંઢોળ બાંધી આપવાની દલાલીના, હવે સમજ્યા શેઠ.

વર—એ બધું ૫૦૦૦) ની અંદર આવી ગયું સમજ્યા ના ગોર.

ગોવરધન—અરે શેઠ, તમે તો રાજા માણુસ થઈ ગયા

છો, મને મારે કામે વળગવા દ્યો, મફતના શા માટે હેરાન કરો છો.

( ગોર જવા માંડે છે, તેવામાં અટકાવીને )

વર—હું, હું, ગોર, કબુલ છે રૂ. ૫૦૦૦) અને એક હજાર તમારા મળી છ હજાર કબુલ છે.

ગોવરધન—હા, તો હું મહેનત કરૂં, પારકી દીકરીનો ભવ બગાડી નાંખવો એ રૂપીઆ મળ્યા શિવાય કોઈ માથાકુટ કરે નહીં.

વર—પણ તમારા ૧૦૦૦) કબુલ છે, બસ કરો, કામ ફતે.

ગોવરધન—ઠીક બેસો ત્યારે તમે હું બોલાવું છું કન્યાના બાપને.

( વર બેસે છે, ગોવરધન બુમ પાડે છે. )

કાં જગાભાઈ એ જગજીવનભાઈ અરે જગજીવનદાસ ભાઈ મારો બેટો સાંભળતો હશે તો પણ હોંકારો નહીં દે, ઠીક પાડવા દે મ્હોટી બુમ, અરે જગજીવનદાસ દાસ દાસભાઈ હોત.

( અંદરથી જગો આવે છે. )

જગો—શું છે શું ? બરાડા શું પાડે છે ?

ગોવરધન—અરે જરા આસ્તે શેઠ, એકદમ રૂવાબમાં ન આવી જાઓ.

જગો—પછી શું કર્યું ઓલી બાબતનું.

ગોવરધન—આ વર જોવો હોય તો જોઈ લ્યો પછી બીજી વાત કરીએ.

જગો—વરબર જોવાનું કાંઈ કામ નથી રૂપીઆ આપે એમ છે કે નહીં.

ગોવરધન—કેટલા રૂપીઆ.

જગો—તને ખબર નથી વારે ઘડીએ પુછયા કરે છે તે.

ગોવરધન—પણ શેઠ જરા કહો તો ખરા.

જગો—રૂ. ૫૦૦૦) વેશવાળ વખતે રૂ. ૫૦૦૦) લગન વખતે ખુટીને હવે સમજ્યો.

ગોવરધન—અરે આ વર બેઠા છે. ખુટીને લેવાની વાત હમણાં ન કરો.

જગો—શું વરના બાપની મને ચોરીબોરી છે.

વર—( સ્વગત ) ચાલો છ ને પાંચ અગીયાર હજાર થયા થવા દ્યો મારો બાપો કરે.

ગોવરધન—પણ હવે કાંઇક તો ઓછું લેવાનું રાખો.

જગો—તું તો કોઈ બેવકુફ જેવો જણાય છે. રૂપીઆ ચાર હજાર નવસો નવાણું પોણા સોળ આના અને પોણી ત્રણ પાઇ નહીં.

( ચાલતો થાય છે એટલામાં રોકીને )

ગોવરધન—અરે શેઠ ઉભા તો રહો એકદમ ગુસ્સે ન થઈ જાઓ.

જગો—ત્યારે શું એક વખત માણુસની સાથે વાત કરી અને ન સમજે તેની સાથે વાત કરવામાં નવાણું ટકાનો ગેરલાભ છે.

ગોવરધન—ઠીક બોલ્યું ચાલ્યું માફ કરો, અને કાગળ લઈ આવો. એટલે મુકાબલી લખીએ.

જગો—પણ જો કાગળ લઈ આવ્યા પછી જરા પણ ફેર પડયો તો પછી તારે અને મારે સારાસારી નહીં રહે હો. આ મગજ બહુ ખરાબ છે માટે નકી કરવું હોય એ પહેલેથી કરી લેજે.

ગોવરધન—શેઠ બધું ચોકસ પાયાપર નકી કર્યું છે તમે કાગળ લાવો. અને મુકાબલી લખો એટલીજ વાર છે.

જગો—ઠીક ત્યારે કાગળ લાવુ છું.

ગોવરધન—હા જાઓ લઇ આવો.

જગો—ચાલો પાંચને પાંચ દશ હજારની પુરાંત થઈ.

( જાય છે. )

ગોવરધન—જોયું વરરાજા કેટલો બજાર તેજ છે. આમાં તમારા જેવાનો આશરો લાગે બાગે નહીં. પણ એ તો હું તેનો સ્વભાવ જાણી ગયો એટલે કામ પાર પડયું.

વર—હા ગોર મહારાજ તમારી મ્હોટી મહેરબાની પણ ગોર કન્યાનો બાપ તો બહુ ઉતાવળો અને ક્રોધી લાગે છે હો.

ગોવરધન—અરે શેઠ ગજબ જેવો છે. સગા બાપનું કહ્યું માને નહીં. એ તો તમારા સારા ભાગ્ય કે નકી થઇ ગયુ.

વર—( સ્વગત ) ( મારો બેટો અગીઆર હજારની વાત ઉભી કરે છે અને હજુ કહેતો જાય છે કે તમારાં સારાં ભાગ્ય પણ કાંઇ હરકત નહીં ગરજને માટે ગધેડાને પણ કાકો કહેવો જોઈએ ) પણ ગોર મહારાજ કન્યા તો તમે બતાવી નહીં.

ગોવરધન—( ચીડાઈને રોફથી ઉતાવળે ) શેઠ જોગ આવશે તો બતાવાશે બેઠા બેઠા ડાંભો માર્યા કરોમાં વળી કાંઈ નવા જુની પેલો સાંભળશે તો બાજી ચુંથાઇ જશે.

વર—( સ્વગત ) મારો બેટો રોફ મારે છે ઠીક તું પણ રૂવાબ મારી લે આજ કાલ તારા દહાડા છે.

જગો—( કાગળ કલમ દોત લઇને આવે છે ) લે ગોર લખ.

ગોવરધન—શેઠ લખતાં આવડતું હોય તો તમારી સાથે આવાં કામ કરૂં.

જગો—શું બોલ્યો.

ગોવરધન—કાંઈ નહીં.

જગો—ત્યારે કોણ લખશે તારો બાપ.

ગોવરધન—તમે લખો બીજું કોણ લખે.

જગો—અરે ભગવાન આવો ભાઈ હરખા તો આપણે બેઉ સરખા.

ગોવરધન—ત્યારે વરરાજાને આપો એટલે એ લખે ( જગાના હાથમાંથી કાગળ વગેરે લઇ વર પાસે બેસીને ) લ્યો વરરાજા કાગળ અને લખો વેવિશાળની મુકાબલી.

વર—ઠીક લાવો ત્યારે બોલો શું લખવું છે. ( કાગળ કલમ પોતાના હાથમાં લઇને ) પણ ગોર કન્યાને બતાવી નહીં હો.

ગોવરધન—હા લ્યો એમાં શું છે શું તમને ફસાવવા બસાવવા છે?

જગો—શું છે ગોર.

ગોવરધન—એ તો વર જરા કન્યા જોવાનું કહે છે.

જગો—હવે એનાં કરતાં સારી છે.

ગોવરધન---પણ શેઠ જરા મહેરબાની કરીને બતાવો તો ખરા. ( દાઢી પર હાથ નાંખી ખુશામત જેવું કરે છે. )

જગો--( ગુસ્સે થતો. ) તારા આવાના આવા વાંધા નહીં એટલા સાંધા આવી બાબતથી હું વધારે કંટાળી જાઉં છું.

ગોવરધન--( પાઘડી ઉતારીને ) પણ જરા કૃપા કરીને શેઠ જરા મહેરબાની કરોને.

વર--( સ્વગત ) અરે તારીની રૂ. ૧૧૦૦૦) લેતાં કન્યા બતાવવાની ના પાડે છે ઠીક, તારા પણ આજ કાલ દહાડા છે.

જગો--( ગોરની અનહદ ખુશામતના ડોળથી ફુલાઈ જઇ લલિતાને બોલાવે છે.

બેન લલિતા.

લલિતા--શું છે બાપા ( અંદરથી ).

જગો--બાપુ એક પાણીનો કળશો લાવજે આપણે ત્યાં મહેમણ આવેલા છે.

વર--( સ્વગત ) ( મારો દીકરો રૂ. ૧૧૦૦૦ ) લેતાં મેમણ બનાવે છે, ઠીક તારી પણ આજ કાલ બલીહારી છે ) ( એટલામાં લલિતા પાણીનો કળશો લઈ આવે છે અને જગા સામો ધરે છે. )

લલિતા-- લ્યો પીતાશ્રી.

જગો--આ મેમાનને આપ બાપુ.

લલિતા બુઢ્ઢાવરને તથા ગોરને જોઈને એકદમ ઝાંખી પડી

જાય છે વર પાસે કળશો ધરતીપર મુકીને એક બાજુ વિચાર કરે છે. અરે આ વેશવાળીઓ ગોર ગોવરધન અહીં શા માટે આવ્યો હશે, ચાલ ચાલ જરા એક બાજુ ઉભી રહી સાંભળું તો ખરી કે શું વાતચીત થાય છે.

લલિતા એક બાજુ ઉભે છે, અને નીચે પ્રમાણે વેશવાળની મુકાબલી લખાય છે. શા. રૂપાશા નાણાવટી જોગ લી. શા. જગજીવનદાસ ઢેઢી જત તમારી સાથે મારી દીકરી લલિતાનું વેશવાળ આજ રોજે રૂ. ૫૦૦૦) પાંચ હજાર રોકડા લઈ નકી કર્યું છે અને આજથી ચાર દહાડા પછી એટલે ફાગણ શુદ ૪ ચોથ અને શનીવારે લગ્ન નિરધાર્યાં છે, તેનાં અમારે જરા પણ વાંધો નથી એજ મીતી માહા વદ ૦)) અમાસને ભોમવાર.

જગજીવનદાસ ઢેઢીની સહી દઃ પોતાના

ગોર ગોવરધનની સાક્ષી દઃ પોતાના.

આ પ્રમાણે મુકાબલી લઈ બુઢ્ઢો વર રૂપીઆ ૫૦૦૦ પાંચ હજાર જગાઢેઢીને ગણી આપે છે અને હળી મળી ત્રણે જણ જુદા પડે છે પાછળથી લલિતા આ બનાવ જોઈ બહુજ ગભરાય છે ક્ષણે ક્ષણે આખમાં આંસુ લાવે છે અને તે આંસુ પોતાની ઓઢણી વતી લુહે છે અને પ્રભુની સ્તુતિ કરે છે.

લલિતા—અરે આ શું ગજબ—આ હું શું જોઉં છું. શું મારા દુષ્ટ પિતાએ રૂપીઆની ગાંસડી બાંધી આઠ વરસના ડોસા સાથે મારૂં વેશવાળ કર્યું. અરે પ્રભુ પ્રભુ તું આ ત્રણે પાપીઓ

પર એક પહાડ ફેંકી કેમ મારી નાંખતો નથી. હાય હવે હું શું કરીશ. ભાઇ પ્રાણુલાલ તો પોતાના લક્ષાધિપતિ મિત્રની બ્હેનને પરણી પોતાને સાસરેજ આનંદ કરે છે પણ અહીં મારી આ દશા થઇ છે તે બિચારાને કયાંથી ખબર હોય. માટે ચાલ ચાલ ભાઈ પ્રાણુલાલને એક પત્ર લખી મારા વેશવાળની ખબર આપું એટલે ભાઈ પ્રાણુલાલ અત્રે આવી દુષ્ટ પિતાને સમજાવશે અને મારી જીંદગીને બચાવશે.

લલિતા પોતાના ભાઈ પ્રાણુલાલ ઉપર પત્ર લખે છે અને પ્રભુ પ્રત્યે વિનંતી કરે છે કે હે પ્રભુ તું મને સહાય થજે. અને આ પત્રથી મારા ભાઇ પ્રાણુલાલને સારી અસર કરજે એમ કહી નીચેનું ગાયન બોલી કાગળ ટપાલમાં નાંખવા લલિતા જાય છે.

લલિતા— ગાયન ૩.

" સાહાય થાજો શ્રી મોરારી રે
" ઉરે ધરજો વિનંતિ આ મારી
" વિપત્તિ વિચારી દયા દીલ આણી
" સફળ શ્રમ કરજો વનમાળી.......સાહાય.
" મુજ પીતાના હરામી પંજામાંથી
" લેજો બચાવી ઉગારી
" સાહાય થાજો. વ્હારે ચડજો
" શ્રી ગોવિંદ-ગીરધારી........ ...સાહાય.

પ્રવેશ બીજો સમાપ્ત.

# પ્રવેશ ત્રીજો.

સ્થળ લક્ષાધિપતિની પુત્રી લક્ષ્મીના લગ્ન જગાઢેઢીના પુત્ર પ્રાણુલાલ સાથે થયાછે લક્ષ્મી પોતાના પતિ પ્રાણુલાલને પ્રભુ તુલ્ય લેખી નિરંતર પ્રાતઃકાળે પોતાના પતિનું પ્રભુ તરીકે પુજન કરે છે અને તે નિયમાનુસાર આજરોજ બે દાસી સહિત નિચેનું ગાયન બોલતી લક્ષ્મી પોતાનાપતીનું પુજન કરવા જાય છે

લક્ષ્મી— ગાયન ૪

" જાઓ જાઓ છોડો છેડો ન છેડો
ન કેડો લ્યો નાંહી સતાવો
" પ્રભાત થતાં વખત વીતી જશે
વૃત ભંગ થશે પતી પુજનનો
" નહીં ગભરાઓ નહીં સતાવો બ્હેની મારી
શાને શરમાઓ..........જાઓ—જાઓ

સખી—બ્હેન લક્ષ્મી તારી પતિ ભક્તિ કરવાની પ્રબળ બુદ્ધી જોઇ હું ઘણીજ ખુશી થાઉં છું.

લક્ષ્મી—બ્હેન આ સંસારમાં સુખ અને દુઃખના ત્રાજવામાં સર્વત્ર મનુષ્યો ત્રોળાઈ રહયા છે. માટે સુખમાં દુઃખમાં આપતિમાં વિપતિમાં જંગલમાં મંગળમાં કોઈપણ સ્થળે કોઈપણ વખતે પોતાના પતિને પ્રભુ તરીકે લેખી તેનું ઓહો-

નીશ પ્રાતઃકાળે પુજન કરનાર સ્વછંદી અને તેજસ્વી સ્ત્રીઓ આ સંસારમાં મહા સતી તુલ્ય ગણાયછે. જો બ્હેન સાંભળ.

લક્ષ્મી— ગાયન ૫

" સરસ નિરસ સુખ દુઃખ નવગણીએ સંતોષ માની રહીએજી (૨)
" સકળ શિરોમણી મનહર મુર્તી નામ નારાયણ લઇએજી
" સુવર્ણ પ્રભાતે નિજ પતીની શેવા સદંતર કરીએજી
" પુર્ણ પ્રતાપી મન રાખીને સુખ સાગરમાં તરીએજી
" અલભ્ય ભક્તિને અખુટ શક્તિથી પતીનું મન રીઝવીએજી
" સમગ્ર સુખમાં અનંત દુઃખમાં પતીને પ્રભુ સમ ગણીએજી
" તો ભવ સાગરમાં તરી જઇને " મહા સતી " કહેવાએજી સ૦

પ્રવેશ ત્રીજો સમાપ્ત.



## પ્રવેશ ચોથો.

સ્થળ પ્રાણુલાલ પોતાને સાસરે બંગલામાં પલંગ પર સુતો છે એટલામાં તેની સ્ત્રી લક્ષ્મી આવે છે અને નિદ્રામાં આધિન થએલા પોતાના પતીનું મુખદર્શન કરી અદ્રષ્ય રીતે પવિત્ર પ્રેમ પ્રદર્શીત કરે છે.

લક્ષ્મી પ્રાણુનાથ આજે કેમ સુઇ રહયા હશે પતી પુજન કરવાનો ટાઈમ થવા આવ્યો છે માટે જલદી જાગૃત કરૂં આહા આવા સદ્દગુણી અને સકળ શીરોમણી પતીને પરણી હું કેટલી ભાગ્યશાળી થઈ છું.

લક્ષ્મી— ગાયન ૬

" વ્હાલી લાગે છે મનહર મુરતી મુજ નાથનીરે
" મુજ આધારનીરે–મુજ શીરતાજનીરે....વ્હાલી
" તન, મન ધન તમને અરપુ હું
" ચરણુ કમળની દાસી બનું હું
" સેવા સદંતર કરૂં સુંદર મુજ શ્યામનીરે
" ગુણુ નિધાનની રે...વ્હાલી
" રામ પ્રત્યે સીતાની ભક્તિ
" કૃષ્ણુ પ્રત્યે રાધાની ભક્તિ
" તેવી ભકિત કરૂ પ્રિતમ પ્રિય પ્રાણુનીરે
" દિલ આરામનીરે...વ્હાલી

ઉપરનું ગાયન બોલી રહ્યા પછી અંદર એક પત્ર લઈ દાસી આવે છે. આ પત્ર લલિતા એ લખેલો છે તેજછે.

દાસી—લક્ષ્મી બેન આ પત્ર ટપાલ વાળો આપી ગયો છે લક્ષ્મી હાથમાં પત્ર લઈ શિરનામું વાંચે છે. આ પત્ર પોતાના પતીના નામનોછે એટલે પત્ર ફોડી વાંચે છે અંદરની હકીકત ઘણીજ કરૂણા રસિક અને દયા ઉપજાવનારી છે. અંદરની હકીકત વાંચ્યા પછી લક્ષ્મી ચમકે છે અને ગભરાએલા ચ્હેરે નિચે પ્રમાણે બોલે છે.

લક્ષ્મી—અરેરે દુષ્ટ સસરાજીએ તો જુલમ કરી નાંખ્યો લલિતા બેનની શું આ સ્થીતી–ચાલ પ્રાણનાથને જલદી જાગૃત કરૂં અને આ દુઃખ દાયક પત્ર તુરતજ વંચાવું.

લક્ષ્મી— ગાયન ૭

" જાગો જાગો તમે પ્રિય પ્રાણ જાગો જાગો તમે રે
" નિદ્રાને ત્યાગો તમે પ્રિય નાથ જાગો જાગો તમે રે
" રજની ગઈ દીન આવી ઉભો છે. ચંદ્ર થઓ વળી શાન્ત
" હળવે હળવે તારા થાતા એ અસ્ત થયા પ્રિય નાથ...જાગો
" પ્રાત થતાં યદુ નંદન કેરાં દર્શન કરવા સૌ કાજ
" તેમજ હૃદય કમળની આ દાસી તલપે છે શિરતાજ...જાગો

" પ્રાણલાલ જાગૃત થાય છે "

પ્રાણલાલ--કેમ લક્ષ્મી આજે મને બહુજ વહેલો જાગૃત કર્યો.

લક્ષ્મી—પ્રાણનાથ બહેન લલિતાનો પત્ર આવ્યો છે.

પ્રાણુલાલ--ધન્ય ભાગ્ય ધન્ય ઘડી કે બ્હેન લલિતાએ આજે ઘણા દીવસે ગરીબ ભાઈ પ્રાણુલાલને યાદ કર્યો.

લક્ષ્મી—પણ પ્રાણુનાથ એ પત્ર ઘણોજ દીલગીરી ભરેલો છે.

પ્રાણુલાલ--દીલગીરી ભરેલો એટલે શું લાવ લાવ પત્ર જલદી મને વાંચવા દે.

પ્રાણુલાલ--પલંગ પરથી ઉભો થઈ નીચે પ્રમાણે પત્ર વાંચે છે. પ્રિયભાઈ પ્રાણુલાલ.

તું તો એક લક્ષાધિપતિની પુત્રીને પરણી તારે સાસરે સુખશાંતી અને આનંદ ભોગવે છે પણ અહીં તારી બેન લલિતાની શું સ્થિતિ છે તે ભાન તને કયાંથી હોય દુષ્ટ પિતાએ રૂ. ૫૦૦૦ પાંચ હજાર રોકડા લઈ સાઠ વરસના ડોસા સાથે મારૂં વેશવાળ નકી કર્યું છે અને આજથી ચોથે દીવસે લગ્ન પણ નકી થઈ ચુકયાં છે તો તું જો મારો ભાઈ હો એક માતાના ઉદરમાંથી જન્મ પામેલો હો તો આ પત્ર પહોંચ્યા પછી પાણી પીવા પણ ખોટી નહીં થતાં તું તારી દુઃખી બહેન લલિતાની સંભાળ લેજે જો તું મારી સંભાળ નહીં લે મારી મદદે નહીં આવે તો હું દુષ્ટ પિતાની મર્યાદા જાળવવાને ખાતર વૃદ્ધ ડોસાને પરણીશ પણ અંતે આત્મઘાત કરીશ અને તે હત્યાનું પાપ તારે શિર ચઢાવીશ. વિશેષ શું લખું એજ.

લી. તારી દુઃખી બેન લલિતા.

આહા આ શું હું વાંચું છું—શું બહેન લલિતાની આ સ્થિતિ. અરે ઓ પિતા, ચંડાળ પિતા તને આ શું સુઝયું. અરે ગાય જેવી ગરીબડી દીકરીનું સાઠ વરસના ડોસા સાથે વેશવાળ કરતાં તને જરા પણ દયાની લાગણી ઉત્પન્ન ન થઈ. અરે તારે ત્યાં ચોવીશ વર્ષની ઉમ્મરનો જુવાન પુત્ર હોવા છતાં એટલુંજ નહીં પરંતુ તું પુરૂષ વર્ગમાં કહેવાતો પુરૂષ હોવા છતાં તને તારૂં પાપી પેટ ભરવાની તારામાં શક્તિ નહોતી, તો તારૂં પાપી પેટ એક કાળમીંઢ પથ્થર સાથે અફળાવી ફોડી નાંખવું હતું. પણ બહેન લલિતાની જીંદગીનું સત્યાનાશ નહોતું વાળવું. લક્ષ્મી મારી વ્હાલી લક્ષ્મી હવે મને જવાને માટે જલદી રજા આપ.

લક્ષ્મી—પણ પ્રાણનાથ તમે ત્યાં જઈ શું કરશો.

પ્રાણુલાલ—હું જઈ પિતાને સમજાવીશ, દુઃખી બહેન લલિતાને બચાવીશ.

લક્ષ્મી—પણ તમો પિતાથી વિરૂદ્ધ થઇ બહેન લલિતાને કેવી રીતે બચાવી શકશો.

પ્રાણુલાલ—લક્ષ્મી, લક્ષ્મી, તું આ શું બોલે છે અરે જેટલો અધિકાર પિતાનો પુત્રી ઉપર હોય છે તો તેટલોજ અધિકાર પોતાની વ્હાલી બેન પર સગાભાઇનો હોય છે. હું જઇશ, પિતાને બની શકે તેટલો સમજાવીશ. અને બહેન લલિતાને બચાવીશ. છતાં પણઃ—

" બચાવી શકું કે બચાવી ન શકું,
" તેની નહીં દરકાર છે;
" કન્યા વિક્રયનો નાશ કરતાં,
" જીંદગી કુરબાન છે.

લક્ષ્મી—બહુ સારૂં ત્યારે પ્રાણનાથ પધારો અને મને સાથે લેતા જાઓ.

પ્રાણુલાલ—નહીં નહીં લક્ષ્મી ત્યાં તારૂં કામ નથી. તું એક લક્ષાધિપતિની પુત્રી ત્યાં ગરીબ અને કંગાળ કુટુંબનું દુઃખદર્શન જોઇ બહુજ દુઃખી થઇશ. માટે મારી સાથે આવવાનું તારૂં કંઇપણ કામ નથી મને તાકીદે રજા આપ. કારણ કે મારૂં ચિત્ત મુંજાય છે, ગભરાય છે.

લક્ષ્મી—ઠીક હું રસોઇની તાકીદે તૈયારી કરાવું છું, એટલે ભોજન કરી પધારો.

પ્રાણુલાલ—લક્ષ્મી એક બાજુ બહેન લલિતાનું દુઃખદર્શન અને બીજી બાજુ તારૂં અમૃત સમાન ભોજન મારે મન તદન નકામું છે માટે હવે મને શાંતીથી સત્વર રજા આપ. લક્ષ્મી લક્ષ્મી.

" ભોજન શી રીતે કરૂ
" અલ્પ નથી કંઈ વાર

" દુષ્ટ પીતાના જુલમથી
" થયો સુન્ય સંસાર.

લક્ષ્મી--ઠીક સિધાવો અને મન ઈચ્છીત કાર્ય સફળ કરો.

લક્ષ્મી— ગાયન ૮.

" પધારો પ્રીતે પ્રાણપતી પ્રિય પ્યારા
" સિધાવો સુખે શ્યામ સલુણા સુખકારા--પધારો
" વહેલા વળજો વાલમ મારા
" વિયોગી દાસી દીન દારા
" સુખી રહેજો શાંતી રાખી સ્વામી મારા--પધારો

પ્રાણુલાલ--સલુણી શાણી રહેજે મનમાં ધિરજ ધારી
" સદ્‌ગુણી પ્યારી દેજે સંતાપને તું ટાળી
" વહેલો આવીશ વ્હાલી મારી
" બહેન લલિતાને હું બચાવી
" ભ્રાન્તી તજીને શાન્તીને દેજે તું સમાવી--સલુણી.

પ્રવેશ ચોથો સમાપ્ત.



## પ્રવેશ પાંચમો.

સ્થળઃ—જગા ઢેઢીનું ઘર.

જગો—જાન આવી પહોંચી વેશવાળ વખતે રૂ. ૫૦૦૦ પાંચ હજાર રોકડા લીધા છે અને આજરોજ બીજા રૂ. ૫૦૦૦ પાંચહજાર લગ્નને વખતે ખુટીને લેવા છે એટલે દશહજારની પાકી પુરાંત થાય. હવે જોઈએ તો દીકરી રાંડે કે જોઇએ તો દીકરી મરી જાય. આપણે આપણો સ્વાર્થ સર્યો એટલે જગ જીત્યા બસ હવે તો નિરાંતે ખાવું પીવું. સુવું ગામમાં ગેલ ગપાટા મારવા સાંજના દરીઆની હવા લેવી અને આખો દીવસ લહેર કરવી માટે ભાઈઓ જેને મારી માફક લહેર કરવી હોય તેણે મારા જેમ વ્યાપાર આદરવો અને જેને વ્યાપાર કરવા દીકરી ન હોય તેણે હનુમાન દાદા પાસે જઇ માનતા માનવી કે "હે હનુમાનદાદા મારે ત્યાં પુત્રને બદલે પુત્રીનો જન્મ થાય તો દરેક વખતે હું તને દશ મણ તેલ ચડાવીશં" એટલે હનુમાનદાદા થાશે પ્રસન્ન અને દર વરસે તમારી ઇચ્છા થાશે પરિપુર્ણ.

જગો—　　　　ગાયન ૯.

" દેશીભાઇઓ દીકરીઓનું ધન હરજો
" હુડી લેખીને નાણું વસુલ કરજો—દેશી
" વગર મહેનતે ધન મળે—એવો આ વેપાર
" વગર જોખમની હુડીઓ—તુરતની શીકરાય
" એમ સમજી હુંડીને વસુલ કરજો—હુંડી—દેશીભાઇઓ

પ્રવેશ પાંચમો સમાપ્ત.



# પ્રવેશ છઠ્ઠો.

" સ્થળ સાઠ વરસનો બુઢ્ઢો વર મ્હોટી ધામધુમ સહિત લલિતા નામની કન્યાને પરણવા આવ્યો છે. જાનમાં આવેલી જાનડીઓ બુઢા વરના " સારા નરસા " શબ્દોમાં ગીત ગાય છે આવા હાસ્ય ભરેલા દેખાવમાં જાન મંડપ માંડવા તરફ વિદાય થાય છે.

જાનડીઓ— ગાયન ૧૦.

" ડોસા વરતો પરણું પરણું થઈ રહ્યા રે
" વર તો આવ્યા છે લાડડીને ઘેર
" વર તો ડગુ ડગુ કરી ચાલતારે
" વરની ઉમ્મર મ્હોટીને હોંશ ઘણી ઘણીરે
" વરને ખાવી છે માંડવે જઈ ખાંડ
" વરતો " સોનાપુર " ગામના ગરાશીઆરે... ડોસા

પ્રવેશ છઠ્ઠો સમાપ્ત.



## પ્રવેશ સાતમો.

સ્થળ લગ્નમંડપમાં બુઠ્ઠા વરરાજા જાન મંડળ સહિત માંડવા વચ્ચે આવી પહોંચ્યા છે. જગાઢેઢીને રૂ. ૫૦૦૦ પાંચ હજાર ખુટીને લેવા છે એટલે વરરાજાને પોંખતો નથી. વરરાજાને પોંખવામાં ઢીલ થએલી હોવાથી જાનડીઓ નીચે પ્રમાણે ગીત ગાય છે.

જાનડીઓ— ગાયન ૧૧.

" વરને પોંખો તમે વહુની માડી રે
" આવ્યા તેને લ્યો તમે વધાવી રે.
" ઘરડા વર ઉભા રહી થાકે રે
" નથી ઉભું રહેવાતું તેનાથી રે
" માટે જલદી આવો વહુની માડી રે
" લાડકડા વરને સોંપોને લાડીરે...વરને.

અણુવર—ચાલો શેઠ વરને જલદી પોંખી લ્યો કારણ કે કન્યાદાનના ટાઈમમાં ચોઘડીયું બદલાઈ જશે.

જગોઢેઢી—( સ્વગત ) મારો બેટો શું જાણે છે હજુ ખબર છે કે રૂ. ૫૦૦૦) બીજા રોકડા લેવા છે.

અણુવર—કેમ શેઠ શું વિચારમાં પડ્યા.

જગોઢેઢી—વિચાર તો એજ કે શેઠ રૂપીયા ૫૦૦૦) રોકડા લઈ આવો અને પછી વરને પોંખવાની વાત કરો.

અણુવર—રૂ. ૫૦૦૦ કેવા. એક વખત તો વેશવાળ વખતે રૂ. ૫૦૦૦ આપ્યા છે અને બીજા આજે માગો છો તે શેના.

જગોઢેઢી—શેઠ, વેશવાળના તો વેશવાળમાં ગયા અને આતો લગન વખતે લેવાના હવે સમજ્યા શેઠ.

અણુવર—લગન વખતે લેવાના ઠરાવના રૂ. ૩૦૦) તો તમોને અગાઉથીજ મોકલી આપ્યા છે.

જગોઢેઢી—એ રૂ. ૩૦૦ તો ભોજન પ્રસાદીના ખરચના મળ્યા છે.

અણુવર—ત્યારે હમણાં રૂ.૫૦૦૦ માંગો છો તે શી બાબતના.

જગોઢેઢી—લગન વખતે ખુટીને લેવાની બાબતના. સમજ્યા મોઢામાં આંગળી નાંખી બોલાવો છો તે શરમ નથી આવતી.

અણુવર—ઓય શરમનું પુંછડુ. એ કાયદો કયા દેશનો ઘડી કહાડયો.

જગોઢેઢી—એ કાયદો અમારા ઘરનો ઘડી કહાઢયો.

અણુવર—એ કાયદો તમારો કોઈપણ રીતે ચાલવાનો નથી અને અમો તમોને એક પણ પૈસો આપવાના નથી.

જગોઢેઢી—અમારા ઘરના પસાર થએલા કાયદા પ્રમાણે પાંચ હજાર રૂપીઆ લીધા શિવાય અમો વરને પોંખવાના નથી અને કન્યાને પરણાવવાના નથી.

અણુવર—સલાહ સંપથી કન્યાને પરણાવશો તો ઠીક છે નહીંતર પછી વેશવાળ કરેલી કન્યાને પડની મુકી અમો ચાલ્યા જશું.

જગોઢેઢી—કન્યાને મુકી તમો ચાલ્યા જશો. તો તમારા જેવા બીજા સો જાગશે કન્યા કુંવારી નહી રહે. માટે વધુ ઘટુ બોલતાં વિચાર કરજો.

અણુવર—આવી ખબર અમોને પ્રથમથી હત તો તમારા જેવા નાલાયક માણુસ સાથે અમો કદીપણ સંબંધ જોડત નહીં.

જગોઢેઢી—તો તમોને કોણ પગે પડવા આવ્યું હતું. તમારે સો વખત ગરજ હતી અને તમે સંબંધ જોડયો તેમાં કહી શું સંભળાવો છો. સાઠ વરસના બુઢ્ઢાને બીજો કોણ તમારો કાકો કન્યા આપતો તો.

અણુવર—તમારે વધારે કંઈપણ બોલવું નહીં.

જગોઢેઢી—તો તમારે ગુપચુપ પૈસા આપી દેવા.

અણુવર—પૈસા આપવામાં બિલકુલ નહીં આવે.

જગોઢેઢી—તો વરને પોંખવામાં બિલકુલ નહીં આવે.

અણુવર—પૈસા અહિં ન હોય તો કયાંથી લાવવા.

જગોઢેઠી—બધી જાનડીઓના દાગીના મારવાડીને ત્યાં ગીરવી મુકીને લાવવા.

અણુવર—દાગીના સાથે ન લાવ્યા હોય તો.

જગોઢેઠી—રૂ. ૫૦૦૦) દેશમાંથી તારમાં મંગાવવા.

અણુવર—તારમાં રૂપીઆ મોકલનાર કોઈ ન હોય તો.

જગોઢેઠી—સ્પેસીયલ રેલ ગાડી જોડીને તાકીદે લઈ આવવા.

અણુવર—પણ અમારી પાસે રૂ. ૫૦૦૦) પુરા ન હોય તો.

જગોઢેઠી—અધુરા હોય તેની કોઇને ત્યાં ચોરી કરવી.

અણુવર—ચોરી કરવી એ મહા ખરાબ કામ છે.

જગોઢેઠી—તો સાહેબ પારકી દીકરીને વહુ કરવી એ પણ મહા અને મ્હોટું ખરાબ કામ છે.

અણુવર—અરે ભગવાન આવા નિર્લજ માણસ સાથે કયાં પાનું પાડયું. ઠીક શેઠ હવે તમે શું કહેવા માંગો છો.

જગોઢેઠી—બસ કહેવાનું એટલુંજ કે રૂ. ૫૦૦૦ રોકડા આપો એટલે વરને પોંખી લઈએ અને કન્યાને પરણાવી તમોને સોંપી દઈયે.

અણુવર—પણ શેઠ સાહેબ કાંઈતો ઓછા લેવાના કરો.

જગોઢેઠી—શું વેપાર બેપાર માંડયો છે. તમે તમારા મનમાં શું સમજો છો. રૂપીઆ આપવાની સત્તા હોય તો

રૂપીઆ આપો નહીં તો પછી જેવા આવ્યા તેવા મોઢું પોતાની ગચ્છંતી માપી ચાલ્યા જાઓ. વધુઘટુ બોલશો તો પછી સામો હું જગોઢેઢી છું હજુ તમો મને બરાબર ઓળખતા નથી.

અણુવર—ઠીક ચાલો શેઠ ત્યારે રૂપીઆ ગણી લ્યો.

જગોઢેઢી—હવે કેમ સમજી ગયો ડાઈ માના દીકરા પેલેથી સમજી ગયો હત તો આ હજારો માણુસોમાં મારી આબરૂની ફજેતી તો ન થાત.

અણુવર બુઢ્ઢા વર પાસેથી રૂ. ૫૦૦૦ પાંચ હજાર લઇ જગોઢેઢીને ગણી આપે છે અને જગોઢઢી ખુશી થતો થતો નીચે પ્રમાણે ગાયન બોલે છે.

જગોઢેઢી— ગાયન ૧૨.

“ દીકરીના પૈસા લેવા એ ભાઈ,
“ વગર મહેનતની છે આ કમાઈ.
“ સગાઇ વખતે પાંચ લેવા (૨)
“ લગ્ન વખતે બીજા લેવા (૨)
“ દશ હજારનો મેળ પુરો થાય—દીકરીના.
“ એક દીકરી છે અત્યારે
“ બીજી ત્રણ હોય તો ચાર થાએ
“ ચાલીશ હજારની પુંજી કહેવાય—દીકરીના.

જગોઢેઢી અણુવરને નાયકાના નાચ કરાવવાની ફરજ પાડે છે. બુઢાવર ધનવાન હોવાથી નાયકાનો નાચ કરાવા અણુવર કબુલ થાય છે નાયકાઓ આવી નિચે પ્રમાણે ગાયનમાં નાચ કરે છે.

નાયકાઓ— ગાયન ૧૩

" રસભીના રંગીલા છે નટવર કાન
" નટવર કાન દીસે સુંદર શ્યામ—રસભીના
" હું તો તમારી પ્યાસી બની છું
" તમે અમારા પ્રિતમ થયા છો.
" પ્રિતમ પ્યાસીની જોડી બની છે અપાર
" બની છે અપાર શોભે અપરમપાર—રસભીના
" હું તો તમારી જોગણુ બની છું
" તમે અમારા જોગી થયા છો
" જોગી જોગણુના ભોગી થઈ બન્યા છો અસાર
" બન્યા છો અસાર કર્યો ખારો છે સંસાર—રસભીના

નાયકાઓનો નાચ પુરો થયા પછી નાયકાઓ ઇનામ લઈ વિદાય થાય છે. ગોર ગોવરધન કન્યાના મા બાપને લગ્ન વીધી કરાવે છે. કન્યા પધારાવાનો સમય થયો છે "કન્યા પધરાવો સાવધાન" કહી ગોર ગોવરધન બુમની ગર્જના કરી રહયો છતાં કન્યા હાજર થતી નથી. એટલે

જગોઢેઢી પોતાના પત્ની હરખબાઇને કન્યાને બોલાવા મોકલે છે. હરખબાઇ પાછાં આવે છે અને કહે છે કે લલિતા મારાથી સમજતી નથી. અને બોલે છે કે હું ડોસાવરને પરણવાની નથી. આ બાબત સાંભળી જગોઢેઢી ઘણોજ ક્રોધમાં આવે છે અને લલિતાને તેડવા જાય છે. લલિતા લગ્નમંડપમાં હાજર થાય છે અને મર્યાદા છોડી પોતાના પીતા સમક્ષ નિચે પ્રમાણે બોલે છે.

લલિતા—પીતાજી પોતાજી તમો મને શું કરવા ચાહો છો તે હું કંઈ પણ સમજી શકતી નથી.

જગો—બાપુ બેટા દીકરી હું તારા લગ્ન કરવા ચાહુ છું.

લલિતા—કોની સાથે.

જગો—આ તારા વર સાથે.

લલિતા—પીતાજી પીતાજીએ સાઠવરસનો ડોસો મારો બાપ થાયછે બાપ અને દીકરીની સગાઈમાં મહા ભયંકર પાપ થાય છે.

જગો—અરે ચંડાળ છોકરી તું આ શું બોલે છે પાપ થાય કે પુન્ય થાય તેની મને દરકાર નથી અને તને આ ડોસા સાથે પરણાવ્યા સિવાઈ હું રહેનાર નથી ગોર ગોવરધન શું જોઈ રહયો છો આજે લગ્ન મંડપમાં આપણી બનેની ફજેતી થઇ ચુકી છે. માટે પકડ લલિતાને અને જોર જુલમથી લગ્ન વીધી પુરી કર-હું જોઉ છું કે લલિતા કેમ પરણુતી નથી.

ગોર ગોવરધન લલિતાનો એક હાથ પકડે છે અને બીજો હાથ જગો ઢેઢી પકડે છે અને જોર જુલમથી લલિતાને જમીન-

પરથી ઢરડીને છેડા છેડી વરસાથે બાંધવા લઈ જાય છે આ મહાન ભયંકર ત્રાસથી લલિતા ગભરાયછે મુંજાયછે આંખમાં થી આસુ ચાલ્યા જાયછે અને હૃદય ભેદક ત્રાસદાયક શબ્દો સહિત કલ્પાંત કરતી કરતી પોતાના ભાઈ પ્રાણુલાલને સંભારેછે.

લલિતા—અરે પ્રભુ પ્રભુ તે આ શું જુલમ કર્યો અરે ભાઈ પ્રાણુલાલ પ્રાણુલાલ શું તને પત્ર પહોચ્યો નથી કે તને તારી બેન પર જરા પણ લાગણી નથી અરેરે મારી જીંદગી એળે જાયછે. મારી જીંદગીનું આજે સત્યા નાશ વળી જાય છે અરે કોઇ મારી મદદે આવો અરે કોઈ મને બચાવો બચાવો અરે ભાઇ પ્રાણુલાલ–પ્રાણુલાલ તું અત્યારે મારા દુઃખના સમયમાં કયાં સંતાઇ રહયો છો.

લલિતાએ અનહદ કલ્પાંત કરવા છતાં પણ પૈસાના લોભમાં લોભાઈ ગએલા ચંડાળ જગાઢેઢીને તથા હરામી દલાલ ગોર ગોવરધનને જરા પણ દયા આવતી નથી અને વધારે ક્રોધમાં આવી લલિતા ઉપર મહાન જુલમ ગુજારે છે અને લલિતાને પકડી રાખી બુઢ્ઢાવર સાથે છેડાછેડી બાધતાં બાધતાં ઉતાવળે ઉતાવળે લગ્ન વીધીના શબ્દોનો પોકાર ગોર ગોવરધન કરી રહયો છે. લલિતા અકળાય છે. આંખે અંધારા આવે છે. પોતાનો કાંઇપણ ઉપાય ચાલ્યો નહીં એટલે પથ્થરના પુતળાની માફક વર પાસે શુન્ય હૃદયથી ચુપ છતાં પણ અકળાતી અકળાતી બેઠી છે એટલામાં પ્રભુની કૃપાથી લલિતાનો ભાઇ પ્રાણુલાલ ઉશ્કેરાએલ ચહેરે હાજર થાય છે,

પ્રાણુલાલ—અફસોસ પીતાજી આ શું છે તોફાન

પોતાના ભાઈ પ્રાણુલાલનું મુખ દર્શન થતાં લલિતા હર્ષમાં અને ઉમંગમાં આવી જઈ એક દમ ઉભી થઈ " કોણ મારો વ્હાલો ભાઇ પ્રાણુલાલ " એમ કહી પ્રાણુલાલની ડોકે બાઝી પડેછે અને પ્રાણુલાલ પોતાની બહેન લલિતાને અત્યંત સ્નેહ પુર્વક ભેટે છે લગ્ન મંડપમાં બુઢ્ઢા વર ને જોઈને એક દમ ગુસ્સે થાય છે અને નિચે પ્રમાણે પોતાના પીતાને સમજાવવાની કોશીશ કરે છે.

પ્રાણુલાલ—પીતાજી પીતાજી આ શું છે ભવાઈ બ્હેન લલીતાની તમે કોની સાથે કરોછો સગાઈ.

જગોઢેઢી—આ તારા બનેવી સાથે કરૂં છું સગાઈ તેમાં ઉછાછળો થઈ પુછે છે શું ભાઈ.

પ્રાણુલાલ—આ સામે ઉભેલો મરણુને કીનારે પહોંચેલો સાઠ વરસનો બુઢ્ઢાણુજી એ શું મારો બનેવી. નર્કના દરબારમાંથી મોકલેલું યમદુતનું ધરાક. એ શું બ્હેન લલીતાનો પતિ થશે. અફસોસ અફસોસ અરે પીતાજી પીતાજી તમે તો આજે સત્યાનાશ વાળી નાખ્યું છે.

જગોઢેઢી—દીકરા રૂ. ૧૦૦૦૦ રોકડા લીધા છે તેમાં સત્યાનાશ શું વાળ્યું છે.

પ્રાણુલાલ—અરે પિતાજી રૂ. ૧૦૦૦૦ રોકડા લેતાં અરે કન્યા વિક્રયરૂપી ક્રૂર કૃત્ય કરવા જતાં અરે કન્યા વિક્રય

નામના પાપના પોટલા બાંધવા જતાં આ તમારા દુષ્ટ ચંડાળ અને અભાગી દેહનો અંત કેમ ન આવ્યો.

જગોઢેઢી—પ્રાણુલાલ પ્રાણુલાલ વધુ બોલતી તારી જીભને અટકાવ કારણ કે આ બાબતમાં તારો મોટો લાભ સમાએલો છે.

પ્રાણુલાલ—મારો લાભ પીતાજી મારો લાભ એટલે શું.

જગોઢેઢી—એટલે એ કે જો સાંભળ-જાણે તું તો તારા લક્ષાધિપતિ મિત્રની મદદથી તારા મિત્રની બ્હેનને પરણી સુખી થયો પણ તું જાણે છે કે આપણી જ્ઞાતીમાં જેમ દીકરીના રૂપીઆ લઇએ છીએ તેમ દીકરાના રૂપીઆ દેવા પડે છે માટે તને છૈયા થાશે છોકરા થાશે તેને વરાવવા પરણાવવા તારી મા મરી જશે હું મરીશ તેનો દહાડો કરવો વીગેરે તારેજ આ રૂપીઆ ઉપયોગના છે. મારે કાંઈ છાતીએ ગાંસડો બાંધી લઈ જવો નથી. માટે આ બધું તારાજ લાભને માટે મહેનત કરૂં છું સમજ્યોના.

પ્રાણુલાલ—આહા આ હું શું સાંભળું છું. અરે ગાય જેવી નિરપરાધી બાળકીને દુઃખના દરિઆમાં ડુબાડી દઈ અરે તેની સુવર્ણમય સુખી જીંદગીને અઘોર સંકટના ખાબોચીઆમાં રગદોળી નાંખી તેનાં વેચાણ તરિકે લીધેલા લોહીના પૈસાથી પોતાના પુત્રને પરણાવવાની ઇચ્છા રાખનાર તમારા જેવા ઘાતકી પિતાઓને લાખો ફીટકાર છે.

જગોઢેઢી—પ્રાણુલાલ એમ સમજવામાં તારી મોટી ભૂલ થાય છે. કારણુ કે આપણી જ્ઞાતિમાં બ્હેનના પૈસાથી કેટલાએક ભાઈઓ પરણ્યા છે ને હજુ પણુ પરણુતા આવે છે.

પ્રાણુલાલ—આહા એકજ માતાના ઉદરમાંથી જન્મ પામેલા ભાઈ અને બ્હેન,—અને તે પોતાની વ્હાલામાં વ્હાલી બેનને સાઠ વરસના ડોસા સાથે પરણાવી દઇ ગાય જેવી ગરી બડી બ્હેનનું જાહેર વેચાણ કરી લીધેલા પૈસાથી પરણુવાની અભીલાષા રાખનાર નફ્ટ, નિર્લજ, દુષ્ટ, કલંકીત, બાયલા ભાઇઓને કરોડો ધિક્કાર છે, ફીટકાર છે.

પિતાજી પિતાજી.

" કન્યા વિક્રય જે કરે ધન લઈ ધિક્કાર તો તેને ઘરો,
" ધનને લોભે વર ના જુએ એ પાપી પુરો ખરો.
" દ્રવ્ય લઈને દીકરીનો જે સ્વાર્થ સાધે નહીં,
" તે અધમ પાપી નર્કનો છે નક્કી અધિકારી સહી.

જગોઢેઢી—અરે છોકરા તારા બાપદાદાઓ તો દીકરીના અને બ્હેનના પૈસા લઈ લઇને થાકી ગયા અને આજ તું મારે પેટ પડ્યો છે એટલે બહુ હુશીયાર થઈ ગયો કેમ ?

પ્રાણુલાલ--શું બાપદાદાઓએ દીકરીઓના તથા બ્હેનોના પૈસા લીધા હોય તેથી પુત્રે પણુ પૈસા લેવા બાપદાદાએ હરામીપણું કર્યું હોય તેથી શું પુત્રે હરામીપણું કરવું બાપ· દાદા મૂર્ખ, અડબંગ વ્યસની, જુગારી, વ્યભીચારી, ચોર, વિગેરે અનેક દુર્ગુણોથી ભરપુર હોય તેથી શું પુત્રે પણુ તેવું

વર્તન આદરવું નહિ. નહિ. પિતાજી નહીં બાપદાદા હલકી ચાલના હોય તો પુત્રએ એ ચાલ સુધારવા પ્રયત્ન કરવો. છતાં ન સુધરે તો તેવા હરામી પિતાને જાહેરમાં લાવી બને તેટલા ખાસડાનો માર મારી સુધારવો એજ પવિત્ર પુત્રોનો પવિત્ર ધર્મ છે.

જગોઢેઢી—અરે દીકરા તું બોલતાં એકદમ વધી ન જા. આ હજારો માણુસોમાં મારી આબરૂપર પાણી ના ફેરવ.

પ્રાણુલાલ--પિતાજી જ્યારે આબરૂની અને નાકની દરકાર હતી ત્યારે આ સામે ઉભેલા સ્મશાનમાં જવામાટે આપણુની શોધ કરવા આવેલા મુડદાં સાથે બ્હેનનું વેશ-વાળ કરવા જતાં વિચાર નહોતો આવ્યો પિતાજી હજુ પણ આબરૂની અને નાકની દરકાર હોય તો આ સામે ઉભેલા શબને રજા આપો અને લીધેલા પૈસા પાછા આપી બ્હેનને કોઈ લાયક વર સાથે પરણાવો.

જગોઢેઢી--પ્રાણુલાલ પ્રાણુલાલ એ કદી પણ બની શક-નાર નથી.

પ્રાણુલાલ—પિતાજી નહિ બની શકનાર બનાવવું પડશે અને જો નહિ બને તો તેનું મોટું ભયંકર વિપરીત પરીણામ આવશે.

ગોવરધન—ભાઇ પ્રાણુલાલ તું સમજુ થઈ તારા બાપની સામો થાય તે ઠીક ગણાય નહીં. તારો બાપ જે કંઈ કરતા હશે તે વ્યાજબી જ કરતા હશે.

પ્રાણુલાલ--ચુપ રે ચંડાળ નિરાધાર અબળાઓના લોહીના દલાલ ગોર ગોવરધન દુરથી વાત કર. અરે નફ્ટ, નિર્લજ, દુષ્ટ તને તારૂં પાપી પેટ ભરવા માટે કાંઈપણ ધંધો સુઝતો નથી કે અનેક રંક અબળાઓના ભવ ભગાડી તું તારો ભવ સુધારવા માંગે છે. પણ ચંડાળ પાપી તેમ કર્યાથી તારો ભવ કદી પણ સુધરવાનો નથી. કુમળી કન્યાઓના નિસાસાથી તારો દીકરો મરી જતાં તું વાંઝીઓ થઈશ. જમાઈ મરતાં જુવાન દીકરીનો રંડાપો જોઈશ. કાળાં ધોળાં કરી હજારો રૂપીઆ ખરચી મેળવેલી બાઇડી મરી જતાં તું કુતરાની માફક રખડી, રઝળી વગર મોતે મરી જઈશ. પણ પાપી તને કયાંથી સારૂં સુજે. વગર મહેનતે મળતું ધન તું કેમ જતું કરે.

" વેપારી વેપાર કરે સતર આનાનો,
" પાલી રળશે માંડ સટો કરશે દાણાનો;
" સોનું વેચી સરાફ પરાણે પૈસો રળશે,
" આખો દીન મજુર રહીને પેટજ ભરશે.
" ઓછી મેહનતથી મળે ધંધો કર્યે કલાલને,
" સાવ મુફ્ત જાજુ મળે દીકરીના જ દલાલને.

જગોઢેઢી--પ્રાણુલાલ આ બાબતની વચમાં પડવાનું તારે જરા પણ કારણ નથી. મારી પુત્રીનું હું ગમે તેમ કરવાને સતાવાન છું કારણ કે તારી બેનનો અને તારો હું પિતા છું.

પ્રાણુલાલ--તું પિતા છો. નહીં નહીં તું પિતા નથી પણ પ્રજાનો ગયા ભવનો કોઈ ઘાતકી શત્રુ છો. અરે જે

પારધી કે જે કસાઈ કહેવાય છે, તે પણ પારકા જીવની હિંસા કરી તેનું લોહી પીચે છે. પણ પોતાના ઉદરમાંથી જન્મ પામેલા પ્યારાં બચ્ચાંઓનું તો સદાને માટે રક્ષણ કરે છે.

જગોઢેઢી--અરે હરામી છોકરા તું મારાથી વિરૂદ્ધ થઈ જાનમાં આવેલા માણુસોમાં મારી બદબોઈ કરવા બેઠો છે પણ યાદ રાખજે કે પાછળથી તને બહુ પસ્તાવાનો વખત આવશે બસ જા તું હમણુાંને હમણુાંજ મારા ઘરમાંથી નીકળી ચાલ્યો જા.

પ્રાણુલાલ—પિતાજી જે ઘરમાં કન્યાવિક્રયરૂપી ક્રૂર પૈસાનો જન્મ થયો છે અરે જે ઘરમાં દીકરીના રક્તનો લોહીનો પૈસો પ્રાપ્ત થયો છે તો તે ઘરનું અન્ન અને જળ આજથી મારે હરામ થઈ ચુક્યું છે. માટે પિતાજી તોરણે આવેલા વરને રજા આપો એટલે હું પણ અહીંથી ચાલ્યો જાઉં.

જગોઢેઢી—તોરણે આવેલા વરને તો હું તારી બેન સાથે પરણાવીનેજ મોકલીશ.

પ્રાણુલાલ—તું બેનને પરણાવીને મોકલીશ તો બેનને પરણાવ્યા પહેલાં તારૂં ખુન કરીશ. પણ વ્હાલી બેન લલીતાને બચાવીશ, બચાવીશ, અને બચાવીશ.

જગોઢેઢી—શું તારા બાપને ઘરે રાજ આવી ગયું છે કે તું મને મારી નાંખીશ હમણુાંજ સીપાઇને બોલાવું છું અને તને પકડાવી દઉં છું અને પછી હું જોઉં છું કે તું મારૂં કેમ ખુન કરીશ.

પ્રાણુલાલ—અરે સિપાઇને બોલાવવા ન્હાસી જનાર બાયલા પિતા મને પકડાવ્યા પહેલાંજ તને નર્કનો અધિકારી બનાવી દઉં છે.

" અરે ક્રૂરીના ક્રૂરી પિતા અક્રૂરી,
" વેચી બાળાને તું બન્યો પ્રૌઢ સુરી;
" લઈ પુત્રીના પૈસાથી સુખ માણે,
" કરૂં ખુન તારૂં હવે આજ ટાણે.

હરખ—હું હું પ્રાણુલાલ સબુર તારા પિતા પર એકદમ જુલમ ન કર.

પ્રાણુલાલ—માતા માતા મને છોડી દે. મારા દુષ્ટ પિતાને ઠાર કરી મારી વ્હાલામાં વ્હાલી ગાય જેવી ગરીબડી બેનને બચાવા દે.

હરખ—પ્રાણુલાલ પ્રાણુલાલ, તું જો મારા પેટનોજ પુત્ર હો, મેં તારો નવ માસ ભાર જીલ્યો એ સફળ કરવા માંગતો હો તો અત્યારે એક શબ્દ પણ બોલ્યા શિવાય તું તારા પિતાને છોડી દે.

પ્રાણુલાલ—હાય અફસોસ—આહા માયાના મોહમાં માણસો મોહાઈ જઈ કેવા અકૃત્ય કૃત્યો કરે છે. તેનો દાખલો આજે હું મારે પોતાને ઘરેજ નજરોનજર જોઉં છું. અરે પિતા ઓ દુષ્ટ પિતા તું દશ હજાર રૂપીઆના લોભમાં લોભાઈ જઈ બહેનની આખી જીંદગીની ધુળધાણી કરી નાંખે છે પણ ચોકસ યાદ રાખજે કે,

" હરામી પૈસો હરામમાં હરામ થઈ ચાલ્યો જશે,
" હકનો પૈસો જે હશે તે પણ હરામી થઈ જશે.
" માટે સમજી સજ્જનો આ ફંદમાં પડશો નહી,
" પુત્રી વેચી પૈસા લેતાં સુખ કદી જોશો નહી.

ઓ દુષ્ટ પિતા હવે હુ જાઉં છું. આ તારૂં ઘાતકી ઘર સદાને માટે છોડું છું. પણ તું યાદ રાખજે કે આ હરામી પૈસાના જન્મથી તારી જીવતી જીંદગીમાં જીવડા પડશે. અને તે દુઃખથી ભરેલા જીવડા તને રોમે રોમે પ્રગટી નીકળશે તને મરતી વખતે ખાપણ પણ નહીં મળે. તારા દુષ્ટ જીવને કદાચ પરમાત્માના દરબારમાં ઉભા રહેવાની જગ્યા મળશે, તો છેવટમાં મહાન ભયંકર દેખાતી નર્કની ઉંડી ખાઈ કે જેની અંદર તારી દશાને પામેલા હજારો લાખો અને કરોડો કીડાઓ ખદબદતા હશે, તેમાં તને બળાત્કાર કરી હોમી દેશે. માટે હજુ પણ કોઈપણ રીતે બચાય તો બચી જજે અને ઈશ્વર તરફથી મોંઘામાં મોંઘી કીમ્મતે મળેલો મનુષ્ય અવતાર સુધારી સફળ કરજે.

લલિતા:—અરે ભાઈ ભાઈ, તારી નિરાધાર અને નાની બહેનને ટળવળતી મુકી કયાં ચાલતો થાય છે? ના ભાઈ ના હું તને નહીં જવા દઉં તું ગયા પછી મને કાનો આધાર?

લલિતા— ગાયન ૧૪.

મુજને તજી નહીં જા વ્હાલા તું વીરા,
બહેન મન વીરા છે અમુલ્ય હીરા;

ટળવળતી મુકી ચાલ્યો તું વીરા--મુજને.
દુષ્ટ પિતાથી હું અકળાઉં,
વૃદ્ધ પતીના ભયથી મુંઝાઉં;
તેમાંથી તું બચાવી લે વીરા--મુજને.

પ્રાણુલાલ--બ્હેન બ્હેન, હવે મને રોકવાનું ન કર. કારણ કે મારો જીવ બહુજ ગભરાય છે. તારા પર પડતી વિપત્તિના વિચારથી મારૂં ચિત્ત ઠેકાણે નથી રહેતું. માટે હવે મને આ પાપી ઘરમાંથી જવા દે મારે આજથી આ ઘરનું અન્ન પાણી હરામ થઈ ચુકયું છે. અરે દુષ્ટ કૃત્ય કરનાર માતાપિતા તમને તમારી પ્રજા પર જરા પણ દયા નથી આવતી અરે દીકરીના પૈસામાં અંધ બની તમો તમારા જુવાન દીકરાને પણ ઘરમાંથી કહાડી મુકો છો. ધિક્કાર છે. તમારા જેવા હરામી માતાપિતાને અરે પ્રભુ પ્રભુ, તારે જન્મ આપવો હતો તો આવા નીચ હરામી માતાપિતાને ત્યાં શા માટે જન્મ આપ્યો. બ્હેન બ્હેન, મને હવે આ ઘાતકી ઘરમાંથી જવા દે.

લલિતા--ના ભાઈ ના હું તને હવે નહીં જવા દઉં. તારે જવું હોય તો તું મને મારી નાંખી મારા દેહનો અંત લાવ. મારા અભાગી શરીરના લોહીની નદીઓ ચલાવ. હું આ બુઢાને કદીપણ પરણુનાર નથી, અને અહીંથી હું તને કયાંઇ પણ જવા દેનાર નથી.

પ્રાણુલાલ--બેન લલિતા શાંત થા. તારૂં દુઃખ મારાથી જોઈ શકાતું નથી. તારી દયાજનક સ્થિતિનું અવલોકન મારાથી થઈ શકતું નથી. પિતાજી પિતાજી, અમો

બન્ને ભાઈ બહેનના સકળ શિરોમણી, મુગટમણી, તીર્થસ્વરૂપ પુજ્ય પિતાશ્રી દયા કરી ક્ષમા કરો. જુઓ જુઓ, બ્હેન લલીતાની અત્યારે કેવી દયાપાત્ર હાલત દેખાય છે. જુઓ જુઓ, બ્હેન લલિતાનું આખું કોમળ શરીર ધ્રુજે છે. તેની આંખમાંથી આસુની નદીઓ ચાલી રહી છે. પિતાજી પિતાજી, આ દયાજનક બનાવ જોઈ સૂર્ય ચંદ્ર આકાશમાંના તમામ દેવતાઓ તમોને કંઈપણ શિખામણ આપતા હોય એમ દિનવદનથી તમારા મુખ સામું નિહાળી રહ્યા છે. જુઓ આ પવિત્ર ધરતી માતા આ દયાજનક બનાવ જોઈ તમોને દયા લાવવા નમ્રતાપૂર્વક ભલામણ કરી રહી છે. માટે દયા કરો, ઇશ્વરનો ડર રાખી આ દુષ્ટ ઇચ્છા તજી દ્યો. ગાય જેવી ગરીબડી બ્હેનને કોઈ લાયક વર સાથે પરણાવો. બહેનનો આશીરવાદ મેળવી સુખમાં જીંદગી ગુજારો. ઈશ્વર તમારૂં સદાને માટે કલ્યાણ કરશે.

જગોઢેઢી—બસ પ્રાણુલાલ હું તારૂં કંઇ પણ સાંભળવા માંગતો નથી.

પ્રાણુલાલ—પિતાજી કોપ ન કરો. પ્રજા પર અમીદષ્ટીની વૃષ્ટી કરો. પિતાજી, જયારે બહેન લલિતા બાળક હતી ત્યારે તમો કેવો વ્હાલ બતાવતા હતા. કેવા કેવા પ્રકારના લાડ લડાવતા હતા તે સર્વ અત્યારે યાદ લાવો. હું આપના શરણમાં મારૂં મસ્તક નમાવી બે હાથ જોડી વિનંતી કરૂં છું કે વ્હાલામાં વ્હાલી બેન લલીતાની જીંદગીને બચાવો, બચાવો.

જગોઢેઠી--બસ, બસ. તારા આવી રીતના કકળાટની મને કંઈપણ અસર થનાર નથી અને હું મારા કરેલા નિશ્ચયથી કદી પણ ફરનાર નથી.

પ્રાણલાલ--ઓ પ્રભુ પ્રભુ, તારા દરબારમાં આ શું અન્યાય છે કે રંક અબળાઓની જીંદગી માથે પાણી ફેરવવા મથી રહ્યો છે.

પ્રાણલાલ— ગાયન ૧૫.

ઓ દુષ્ટ પિતા દીકરી વેચી ધન લેવું ધારમાં,
દઇ ડોસાને તું રંડાપો આપ ન કન્યાદાનમાં.

( ૧ )

તને રૂવે રૂવે કીડા પડશે,
તારી છાતીપર જમડા ચડશે;
ધગ ધગતે ખીલે ધાબડશે-ઓ દુષ્ટ૦

( ૨ )

આ હરામી પૈસો નહીં રહેશે,
ઘરમાંથી ખાવાનું ટળશે;
નખોદ જશે શ્રાપો મળશે--ઓ દુષ્ટ૦

( ૩ )

ત્હારા હાથ પગોજ પડ્યા ભાગી,
જેથી જટ કમાણી આ જાગી;
લે પાપી હવે મૃત્યુ માગી--ઓ દુષ્ટ૦

( ૪ )

વિષ પાવું હતું ગળથુલીમાં,

કે મરી, નહીં શીળી ઓરીમાં;
પણ આતો સંકટની સીમા—ઓ દુષ્ટ૦

જગોઢેઢી—બસ, બસ, પ્રાણુલાલ તારી શીખામણુથી મને જરા પણુ દયા આવનાર નથી. તારા દયા બતાવનારા વાકયોની મને જરા પણુ અસર થનાર નથી.

પ્રાણુલાલ—બહેન બહેન, હવે હું તદન લાચાર થઈ ગયો છું. હવે મારો એકપણુ ઉપાય નથી. આ દુષ્ટ પિતાને મારે કેમ સમજાવવો તેવા શબ્દો હવે મને મળી શકતા નથી.

લલિતા—ભાઈ, ભાઇ, તું આ શું કહે છે પુરૂષ જેવો પુરૂષ છતાં આવા નિર્માલ્ય અને બાયલા જેવા શબ્દો કેમ બોલે છે. જો તું લાચારજ થઈ ગયો છે તો લે, લે. આ મારા હાથની ચુડીચું અને બંગડી તું પહેર. અને તારા માથાનું છત્ર મારે શીરે મુક અને પછી હાથમાં એક કટાર આપી જો કે આ સામે ઉભેલો દુષ્ટ અને ચંડાળ પિતા દુની. યામાં કેમ જીવતો રહે છે. ઓ પ્રભુ, પ્રભુ, સહાય થાઓ, સહાય થાઓ.

પ્રાણુલાલ—આહા આ શું જોઉં છું. થોડાક વખતમાં મારા શરીરમાં કેટલો બધો ફેરફાર થએલો જણાય છે. આ જગત અત્યારે મારે મન શુન્ય ભાસે છે. બહેન, બહેન. લલિતા હવે તું લેશ માત્ર પણુ ગભરા નહીં. હિંમત રાખી સાવધ થા. તારી જીંદગી સુધારવાને ખાતર આ દુનીઆમાં આજે આ તારો ભાઈ નથી. કાં તો આ સામે ઉભેલો રા-

ક્ષસી પિતા નથી અથવા તો પિતા અને પુત્ર બંનેમાંથી આજે કોઇ નથી. બોલ, બોલ. એ ચંડાળ પિતા બોલ. હવે તને છેલ્લામાં છેલ્લો પ્રશ્ન પુછવામાં આવે છે કે, તું તારી જીંદગીનો ભોગ આપવા ચ્હાય છે કે બહેન લલિતાની જીંદગી સુધારવા ચ્હાય છે.

જગોઢેઢી--ઓ નફ્ટ છોકરા. હું પણ હવે તને છેલ્લામાં છેલ્લો ખુલાસો આપું છું કે લલિતાને આ ડાસા સાથે ચોક્કસ પરણાવા ચાહું છું.

પ્રાણુલાલ--નહીં, નહીં, નહીં. એ ચંડાળ પિતા નહીં, એ કદી પણુ બની શકનાર નથી આ સામેના ડાસા સાથે લલિતા કદી પણુ પરણુનાર નથી.

જગોઢેઢી—એ ડાસાની સાથે જ્યારે લલિતાને હું પરણાવીશ ત્યારે હવે મારા અંતરને શાંતી થશે. હું જોઉં છું કે હવે લલિતા કેમ પરણુનાર નથી.

પ્રાણુલાલ--દુર રહે, દુર રહે, ચંડાળ દુર રહે. જ્યાં સુધી આ પ્રાણુલાલના શરીરમાં પ્રાણુ છે, આ પવિત્ર ધરતી પર ચાલવાની શકતી છે ત્યાં સુધી મારી વ્હાલી બેન લલિતાનું આ દુનીઆમાં જોઉં છું કે નામ કોણુ લઈ શકનાર છે

જગોઢેઢો—લલિતાનું નામ લેનાર, લલિતાને ડાસા સાથે પરણાવનાર આ તારી સામે ઉભેલો તારો તથા તારી બહેનનો બાપ છે.

પ્રાણુલાલ--આ ચંડાળ હરાંમી તું બાપ નથી, પરંતુ ગરીબડી પ્રજાની આખી જીંદગીનું સત્યાનાશ વાળનાર છો. અરે ગાય જેવી ગરીબડી દીકરીની નિર્દોષ ગરદન પર ઝેરી છુરી ચલાવનાર તું કોઈ નીચ હરામી ચંડાળ કસાઈ છો.

જગોદેઢી—હા હા, કસાઈ છું, કસાઈ છું. દીકરીના પૈસા લેવામાંજ મારી જીંદગીની ભલાઈ માનું છું.

પ્રાણુલાલ--તું દીકરીના પૈસા લેવામાંજ તારી જીંદગીની ભલાઈ માને છે. તો હું તારા જેવા કન્યાવિક્રય કરનારા ચંડાળ પિતાનું ખુન કરી બહેનની જીંદગી સુધારવામાંજ મારી આખી જીંદગીની સાચી સગાઈ સમજું છું.

જગોદેઢી—પ્રાણુલાલ, પ્રાણુલાલ. તારો બકવાદ હવે એકદમ બંધ કર. હું જોઉં છું કે હવે તું મારૂં કેમ ખુન કરે છે. ચાલ ચાલ ઓ છોકરી આગળ થઇ જા.

પ્રાણુલાલ—દૂરથી વાત કર. ઓ ચંડાળ તું દૂરથી વાત કર.

" નીચના નીચ તું દુર્ભાગી;
" મર્યો કાળના મુખમાં તું અભાગી.
" મસ્તાન થઈ કાળમાં તું બકે છે;
" નથી જાણુતો કાળ તુજને દમે છે.
" કાળ તારો જશે કાળ થઈને;
" જીવ તારો જશે જીવ લઈને.

" ફૂરી દેહ તારાને સ્વાધીન કરીને;
" કરૂં ખુન તારૂં હવે ક્રૂર થઈને.

બુમની ગર્જના—પકડો પકડો પકડો સીપાઇ સીપાઈ સીપાઈ ખુન ખુન ખુન.



પ્રાણુલાલ—પોતાના પાપો પિતાનું ક્રોધાવેશમાં ખુન કરે છે, જગોઢેઠી મૃત્યુને શરણુ થાય છે સરકારી પોલીશ આવી પહોંચે છે, ખુન કરનાર પ્રાણુલાલને પકડી કેદ કરે છે. આવા કમકમાટ ભરેલા દેખાવમાં સાતમો પ્રવેશ સમાપ્ત થાય છે.

પ્રવેશ સાતમો સમાપ્ત.



## પ્રવેશ આઠમો.

સ્થળ—કેદ કરેલા પ્રાણુલાલને પોલીશ બંદોબસ્ત સહિત હાઇકોર્ટમાં લઈ જાય છે. અફસોસ અને નિરાશ થએલો પ્રાણુલાલ નીચે પ્રમાણે ગાયન બોલતો હાઇકોર્ટમાં હાજર થવા વિદાય થાય છે.

ગાયન ૧૬.

પ્રાણુલાલ—

" કન્યાવિક્રય કરનારો રે છતી આંખે અંધાપો લઈ,
" પુત્રીના પૈસા લેનારો............રે છતી૦
" પ્યારી પુત્રીનું સગપણ કરતાં ન સારૂં નરસું ગણનારો,
" મરણ કીનારે પહોંચેલા ડોસા સાથે ફેરા ફેરાવનારો...રે છતી૦
" માયાના મોહમાં મોહાઇ જઈને કસાઇનું કામ કરનારો,
" મડાની સાથે મીંઢોળ બાંધી બાળ રંડાપો જોનારો...રે છતી૦
" કન્યાવિક્રય૦........

પ્રાણુલાલ—આહા પ્રભુની કેવી પ્રબળ કળા છે, કે જે કળાનો પાર કોઈ પણ મનુષ્યો પામી શકતાં નથી. મન શું ધારે છે તો ઈશ્વર શું કરે છે ખરેખર લખ્યા લલાટે લેખ વિધિના કોઈ પણ રીતે મિથ્યા થઈ શકતા નથી.

ગાયન ૧૭.

પ્રાણુલાલ—

" લખ્યા જે લેખ લલાટે રે નહીં મિથ્યા થશે રે,
" સુર્યવંશી સત્યવાદી હરીશ્ચંદ્ર ગણાય;

" નીચ ઘેર મજુરી કરતાં પાપી પેટ ભરાય,
' વિધિની કૃતી ગતી ન કળાય ( ૨ )  લખ્યા૦
" પૂર્ણ પ્રતાપી પુણ્યશાળી પાન્ડવો કહેવાય,
" ભાગ્યહીને રાજ તજીને જંગલ ગોથાં ખાય....વિધિની૦
" મન ધારે કે હું કરૂં ને કરવાવાળો કોય,
" આદર્યા અધવચ રહે ને પ્રભુ કરે તે થાય...વિધિની૦
" લખ્યા જે લેખ લલાટે રે;

પ્રવેશ આઠમો સમાપ્ત.



## પ્રવેશ નવમો.

સ્થળ—હાઇકોર્ટમાં પ્રાણુલાલને સિપાઇઓ હાજર કરે છે, કેદી તરીકે પ્રાણુલાલને પાંજરામાં ઉભો રાખે છે. આ વખતે બારીસ્ટરો, વકીલો હાજર થયા છે આ કેસનું પરિણામ જાણુ-વાની ઇચ્છાથી કેટલાએક શહેરના માણસો પણ હાજર થયા છે. કોર્ટનો ટાઇમ થતાં ન્યાયાધિશ સાહેબ પધારે છે અને નીચે પ્રમાણે ખુનના કેસનો ચુકાદો આપે છે.

સિપાઈ—નામદાર ગુન્હેગારકુ આપકી હજુરમેં રજુ કીયા હે.

ન્યાયાધિશ—ગુન્હેગારકુ બંધનસે મુક્ત કરો.

સિપાઈ—જયસા આપ નામદારકા હુકમ.

ન્યાયાધિશ—કેમ રે જુવાન ત્હારૂં નામ શું.

પ્રાણુલાલ—મારૂં નામ પ્રાણુલાલ.

ન્યાયાધિશ—ખુન તેં કર્યું છે.

પ્રાણુલાલ—હા સાહેબ.

ન્યાયાધિશ—મરનાર તારે કાંઈ સંબંધમાં થાય છે.

પ્રાણુલાલ—મરનાર મને જન્મ આપનાર મ્હારો પિતા થાય છે.

ન્યાયાધિશ—અફસોસ પિતાનું ખુન કરનાર તું કોઈ નાદાન અને તરકટી પુરૂષ જણાય છે, આ બાબતમાં તને જેટલી સજા આપવામાં આવે તેટલી ઓછી છે.

પ્રાણુલાલ—ધર્મ આસન પરની પવિત્ર જગ્યા પર બિરાજનારા મારા માનવંતા ન્યાયાધિશ સાહેબ, તથા આજે હાઈકોર્ટમાં પધારેલા સમગ્ર સદ્‌ગૃહસ્થોને હું બે હાથ જોડી વિનંતિ કરૂં છું કે મારો પિતા મુંબઈ નગરી જેવી એક સુધરેલી નગરીનો રહીશ છે. પરંતુ અવિદ્યાના અને અજ્ઞાનતાના સંસ્કારે કરીને દસ હજાર રૂપીઆના લોભમાં લોભાઇ જઈ મારી ન્હાનામાં ન્હાની બહેનને સાઠ વરસના બુઢ્ઢાની સાથે પરણાવવા તૈયાર થયો. મરણને કીનારે પહોંચેલા સાઠ વરસના બુઢ્ઢા સાથે મારી બ્હેનને નહીં પરણાવવા મેં ઘણીજ કોશીશ કરી. મારામાં જેટલી સમજાવવાની શક્તિ હતી તેટલી શક્તિથી મેં મારા પિતાને સમજુતી આપી છતાં પણ આ હડહડતા કળીકાળમાં "મહાદેવી માયાલક્ષ્મી" ના તેજમાં છતી આંખે આંધળો થએલો મારો દુષ્ટ પિતા કોઇ પણ રીતે નહી સમજતાં મારી બ્હેનને બળાત્કારે પરણાવવા તૈયાર થયો. ત્યારે મારા માનવંતા ન્યાયાધિશ સાહેબ--માયાના મોહમાં મોહાઈ જઇ, સાઠ વરસના બુઢ્ઢા સાથે મારી વ્હાલીમાં વ્હાલી બેનને પરણાવી દઈ અને તે મારી નિર્દોષ કુમળી બહેનની જુવાન કાયાને આખી જીંદગી સુધી જીવતી રીબાવી રીબાવી બાળી નાંખી રાખ સાથે ખાખ કરી નાંખવી અને તેના અંતરના ઉંડા નિસાસાના પાપનું પ્રાયશ્ચિત્ત પ્રભુના દરબારમાં ભોગવવું. તેના કરતાં તેવાં કન્યાવિક્રય કરનારા રાક્ષસી અને ઘાતકી પિતાનું ખુન કરી નાંખી એક વખત પોતાની બહેનની જીંદગી બચાવવાને ખાતર આપના જેવા

પવિત્ર ન્યાયાધિશના પવિત્ર મુખમાંથી ફરમાવેલી ફાંસીની સજા ભોગવી મૃત્યુને શરણ થવું એ હું હજારો લાખ્ખો અને કરોડો દરજજે વિશેષ ઉત્તમ સમજું છું.

ન્યાયાધિશ—શાહબાશ, શાહબાશ, મીસ્તર પ્રાણુલાલ શાહબાશ, આ બાબત સાંભળી હું ઘણોજ ખુશી થાઉં છું. અને આ તારી જીંદગીને, તારા આચાર વિચારને અને તારા કરેલા સાહસને, હું લાખો ધન્યવાદ સાથે વધાવી લઉં છું અને ચોક્કસ આશા રાખું છું કે આ હડહડતા કળીકાળમાં દરેક કન્યાવિક્રય કરનારાઓને ત્યાં તારા જેવા પુત્ર જન્મ પામે, તો હું હિમ્મતથી કહું છું કે કન્યાવિક્રયના ઘાતકી રીવાજનો જડમુળથી તદન નાશ થઈ જાય. અત્યારે જો મારૂં સ્વતંત્ર રાજ્ય હત તો હું ત્હારા જેવા એક કન્યાવિક્રયનિષેધક વિરપુરૂષને હજારો પુષ્પની માળાઓ સાથે લાખ્ખો રૂપીઆનું ઈનામ આપી તારી યોગ્ય કદર કરત. પણ ઘણોજ લાચાર છું કે અત્યારે આપણા નામદાર માનવંતા સરકારના માનવંતા કાયદાને અનુસરી આ સરકારનો એક ગુલામી નોકર તારા પર સાબીત થયેલા ખુનને માટે ઘણીજ દીલગીરીની સાથે તને ફાંસીની સજા ફરમાવે છે.

પ્રાણુલાલ—ઓ પ્રભુ, પ્રભુ, પ્રભુ.

ફાંસીની સજાનો ચુકાદો સાંભળતાં પ્રાણુલાલ અસ્વસ્થ સ્થિતિમાં આવી જાય છે એટલામાં પ્રાણુલાલની સ્ત્રી લક્ષ્મી

કોર્ટમાં હાજર થાય છે. પોતાના પતિની આવી રીતે કોર્ટમાં કઢંગી હાલત જોઈ ગભરાતી લક્ષ્મી પ્રાણુલાલને નીચે પ્રમાણે પ્રશ્નો પુછે છે.

લક્ષ્મી—કોણ મારા વ્હાલા પ્રાણુનાથ--કેમ પ્રાણુનાથ, આ તમારી શી દશા.

પ્રાણુલાલ--લક્ષ્મી-જેમ દશાના ઢંગ અને રૂતુના રંગ ક્ષણે ક્ષણે બદલાઇ જાય છે; તેમ દરેક મનુષ્યની દશા પણ ક્ષણે ક્ષણે બદલાતી જાય છે.

લક્ષ્મી--પ્રાણુનાથ એટલે શું ?

પ્રાણુલાલ—એટલે એજ કે તારો મારા પ્રત્યેનો આખી જીંદગી પર્યંતનો અપૂર્વ સ્નેહ તદન નિષ્ફળ થયો છે. અને તારા પતિ પ્રાણુલાલનું ભાગ્ય આજે બદલાઇ ગયું છે.

લક્ષ્મી--પ્રાણુનાથ, તમે આ શું કહો છો ?

પ્રાણુલાલ--લક્ષ્મી-સત્ય કહું છું કે તારા જેવું અમુલ્ય સ્ત્રી રત્ન આજે ખોવાઈ ગયું છે-દમ્પતિરૂપી સ્નેહનો અમૃતનો પ્યાલો પીતે પીતે આજે ઢોળાઈ ગયો છે.

લક્ષ્મી—પ્રાણુનાથ, પ્રાણુનાથ, તમે આ શું બોલો છો તે હું કંઈ પણ સમજી શક્તિ નથી માટે સ્પષ્ટ રીતે ખુલાસો કરો મારૂં મન ગભરાય છે, મુંઝાય છે.

પ્રાણુલાલ—લક્ષ્મી, લક્ષ્મી, ખુલાસામાં એટલુંજ કે વ્હાલામાં વ્હાલી બ્હેન લલિતાને બચાવા જતાં પાપી પિતાનું ખુન થયું છે. અને તે ખુનના બદલામાં સરકારે ફાંસીની સજા ફરમાવી છે.

લક્ષ્મી—ઓ પ્રભુ, પ્રભુ, આ હું શું સાંભળું છું.

ફાંસીની સજાનો શબ્દ સાંભળતાં લક્ષ્મી મુર્છાગત થાય છે. પ્રાણુલાલ લક્ષ્મીને શાન્તીથી જાગૃત અવસ્થામાં લાવે છે.

પ્રાણુલાલ—લક્ષ્મી, મારી વ્હાલી લક્ષ્મી, હવે તું શાન્ત થા તારા જેવી એક લક્ષાધિપતિની પુત્રી એટલુંજ નહી પરંતુ સર્વ ગુણુ પામેલી સુશીલ સુંદરીને પરણી એક ગરીબ કુટુંબમાં જન્મ પામેલો પ્રાણુલાલ કેટલો ભાગ્યશાળી થયો હતો. પણ કહ્યું છે કે ગરીબોના નશીબ હમેશા સદાને માટે તદન ગરીબ રહે છે લક્ષ્મી હવે તારૂં રૂદન બંધ કરકારણ કે ભાગ્ય વિનાના ભુપતિ અને કર્મ વિનાના કર્મ ઉદય કોઈ પણ સ્થળે થવાતું નથી માટે જો સાંભળ.

પ્રાણુલાલ— ગાયન ૧૮.

“ ભાગ્ય વિનાનાં ભૂપતી, કદી નહીં લક્ષ્મી થવાયજી,
“ કર્મ વિનાના કર્મ ઉદય-કહો ક્યાંથી થવાયજી;
“ મોહ રે છોડી દે વ્હાલી લક્ષ્મી તું—

( ૨ )

“ સંસારમાં સુખી કોઈ નથી, દુનીઆ દુઃખમાં રીબાયજી,
“ સાચું સુખ છે સ્વર્ગમાં, જેથી જંજાળ ત્રોડાયજી;
“ મોહ રે છોડી દે વ્હાલી લક્ષ્મી તું—

લક્ષ્મી— ( ૩ )

" પ્રાણુ પ્રિતમ મુજ આધાર છો, સાચા છત્ર શિરતાજજી,
" દુઃખડું તમારૂં જોઈ આ, અંતર મારૂં ચિરાયજી;
" પ્રભુ તે જુલમ આ શું કર્યો--

પ્રાણુલાલ— ( ૪ )

" સુખ છે શેમાં જોયું નથી, જોવા તજી અભિલાષજી,
" જીંદગી અર્ધ એળે ગઈ, થયો શુન્ય સંસારજી;
" મોહ રે છોડી દે વ્હાલી લક્ષ્મી તું—

લક્ષ્મી— ( ૫ )

" દયાના સાગર તમે પ્રાણુ છો, નિરાધારના આધારજી,
" હવે રે જીવીને હું શું કરૂં, મરવું નક્કી નિરધારજી;
" પ્રભુ તે જુલમ આ શું કર્યો—

પ્રાણુલાલ— ( ૬ )

" મમતા મુકી દે વ્હાલી લક્ષ્મી તું, સંસારમાં નથી સારજી,
" સૃષ્ટીમાં કોઇ કોઈનું નથી, કોના પુત્રને તાતજી;
" મોહ રે છોડી દે વ્હાલી લક્ષ્મી તું--

કોર્ટમાં—ઉપર અને નીચે પ્રમાણે પ્રાણુલાલ અને લક્ષ્મીનું અરસપરસ રૂદન થાય છે એટલામાં ન્યાયાધિશ સાહેબનો ઑડર થવાથી લક્ષ્મીને પ્રાણુલાલથી તાકીદે જુદી પાડવા જમાદાર હુકમ કરે છે. આથી લક્ષ્મી વધારે ગભરાટમાં આવી જાય છે, અને પોતાના પતિથી સદાને માટે જુદું પડવાનું છે અને પતિનું આ છેલ્લામાં છેલ્લુંજ મુખદર્શન છે

એવી સત્ય કલ્પનાથી લક્ષ્મી અસ્વસ્થ હાલતમાં નીચે પ્રમાણે પ્રભુની સ્તુતિ કરે છે.

લક્ષ્મી--ઓ પ્રભુ પ્રભુ, મને બચાવો બચાવો, ઓ પ્રાચીન કાળના પવિત્ર પુરૂષો તમો અત્યારે મારા પ્રાણપતિને મદદ કરો ઓ પ્રાચીન કાળની મહા સતીઓ તમો અત્યારે મારા પ્રાણપતિની રક્ષા કરો રક્ષા કરો.

પ્રાણલાલ—તું હવે શાને માટે રૂદન કરે છે, તું સમજુ છો, હુશીઆર છો, વળી ભણેલી તેમજ વિદ્વાન છો. તું જાણે છે કે આ દુનીઆમાં જ્યાંસુધી એક બીજાનું અંજળ તેમજ લેણદેણના સંબંધ હોય ત્યાંસુધીજ સાથે રહી શકાય છે. પિતા પુત્ર, માતા દીકરી, ભાઈ બહેન, સ્ત્રી પુરૂષ એ સર્વને માટે જ્યાંસુધી એક બીજાનો સંબંધ હોય ત્યાંસુધીજ સાથે રહેવાય છે. આજે તારો અને મારો સંબંધ પુરો થયો છે. માટે હું પ્રભુના દરબારમાં જાઉં છું. પ્રભુના દરબારમાં જનાર માણસને પાછળ રહેલા માણસોએ આસ્તે આસ્તે ભુલી જવું એજ આ સંસારમાં ડહ્યા માણસનું કામ છે. માટે મારી વ્હાલી લક્ષ્મી, હવે તું મારા પ્રત્યેનો સ્નેહ આસ્તે આસ્તે ભુલી જજે અને આ સંસારમાં તારૂં પતિવૃત જાળવવાનું જે સાચું કામ છે તે શાન્તીથી સાધી લેજે. લક્ષ્મી, લક્ષ્મી, હવે તો તને મારા છેલ્લામાં છેલ્લા પ્રણામ છે.

પ્રાણલાલ— ગાયન ૧૯.

"છે ' લક્ષ્મી " તુજ નામને, " પ્રાણ " નામ પ્રણામ,<br>
" હૃદયે છેલ્લા શ્વાસમાં, છેલ્લું તારૂં નામ.

" ફાંસી રૂપી કાળને, જોઈ કંપે કાય,
" પણ તુજનું સ્મરણ થતાં, ઠરવા મળે નહીં કામ;
" લક્ષ્મી હતી મુજ કામની, પણ નહીં આવી કામ,
" પ્રારબ્ધે જુદા કર્યાં, " પ્રાણ–લક્ષ્મી " નામ.
" લક્ષ્મી–લક્ષ્મી બોલતાં, નીકળે છેલ્લો શ્વાસ,
" " પ્રાણ-લક્ષ્મી" મળે હવે, સકળ પ્રભુ દરબાર.

ફાંસીએ ચડાવવાને માટે પ્રાણુલાલને હાઈકોર્ટમાંથી સીપાઈઓ જેલખાતાના ઉપરી જેલર સાહેબને સોંપવા લઈ જાય છે પોતાના પતિથી સદાને માટે વિયોગ પામેલી લક્ષ્મી પોતાના પતિ પ્રાણુલાલ અદૃશ્ય થતાં બે ભાન સ્થિતિમાં જમીન પર પછડાય છે આ પવિત્ર દમ્પતીના દુઃખદાયક દર્શનથી કોર્ટમાં હાજર રહેલા તમામ મનુષ્યની આંખમાં આંસુના જળજળીઆં ભરાય આવે છે આવા દયા ઉપજાવનારા દેખાવ સાથે " કન્યાવિક્રયની ક્રૂરતા " નામના કરુણા-રસિક નાટકનો પ્રથમ અંક સમાપ્ત થાય છે.

પ્રવેશ નવમો સમાપ્ત.



કન્યા

વિક્રયની

ક્રૂરતા

નાટકનો

પ્રથમ અંક સમાપ્ત.





# અંક બીજો.

## ચાલુ

## પ્રવેશ દસમો.



સ્થળ—આજે બપોરના બરાબર બાર વાગે ફાંસીનો હુકમ છે એટલે ફાંસીએ ચડાવવા પ્રાણુલાલને સિપાઈઓ લઇ જાય છે એટલામાં શુભેચ્છક દેશી મંડળનું ટોળું માનની લાગણીથી પુષ્પનો હાર અર્પણ કરવા પ્રાણુલાલને સામું મળે છે અને નીચે પ્રમાણે વાતચીત થાય છે.

પ્રાણુલાલ-- ગાયન ૨૮.

૧

" પ્રથમ જે હતી પ્રાણુથી પુત્રી પ્યારી,
" કરે દુઃખી તેને પછી શત્રુ ધારી
" પીડા તેની પેખી ઝરે અશ્રુધારા,
" તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા.

૨

" નથી ભૂત પિશાચણી એ બિચારી,
" નથી બાપ દાદા હણી થૈ હત્યારી,

" કહો વાંક તેણે કર્યા જે તમારા,
" તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા.

૩

" ઘણાં દુઃખથી તે તજે અન્ન પાણી,
" ગયા રૂપ ને રંગ અંગે સુકાણી,
" તથાપિ કરો દુઃખમાં કાં વધારા,
" તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા.

૪

" પછી દુઃખ જ્યારે શકે ના ખમાઈ,
" પડે કુંપમાં કાં મરે વિષ ખાઈ,
" હણી નિજ પુત્રી બન્યા છે હત્યારા,
" તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા.

૫

" જુઓ મૂર્ખતા કેવી આ દેશી લોકો,
" રડો દુઃખથી આંખમાં મારી ઝોંકો,
" કહો કેમ આવે પછી દુઃખ આરા,
" તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા.

દેશી મંડળ—ધન્ય છે, ધન્ય છે, પ્રાણુલાલ ધન્ય છે. એક કન્યાવિક્રયના નિષેધક તરિકે બહાર પડી. પોતાની જીંદગીનો ભોગ આપી આ દુનિઆમાં એક નવું અજવાળું. કર્યું છે તેને માટે તમોને જેટલા ધન્યવાદ અપાય તેટલા ઓછા અને ઓછાજ છે.

પ્રાણુલાલ—મ્હારા વ્હાલા બન્ધુઓ તમો મને જે ધન્યવાદ આપો છો તેને માટે હું આપનો આભાર માનું છું,

પરંતુ મારે જણાવવું પડે છે કે દુનિઆ તરફથી ધન્યવાદ મેળવવાને માટે મેં મારી જીંદગીનો ભોગ આપ્યો નથી પરંતુ બેહેન પ્રત્યે ઈશ્વર તરફથી અર્પણ થએલી ભાઈ તરીકેની એક પવિત્ર ફરજ અદા કરી છે, તેમાં મેં કાંઇપણ ધન્યવાદ જેવું કામ કર્યું નથી.

દેશી મંડળ—પ્રાણુલાલ ભાઇ તમારા ઉપર આવી પડેલી ગંભીર આફતમાં અમો હીણભાગ્યો કાંઈ પણ ભાગ લઈ શકતા નથી તેને માટે અમો અંતઃકરણપૂર્વક લાચારી સાથે દીલગીરી જાહેર કરીએ છીએ.

પ્રાણુલાલ—ભાઇઓ તમો દીલગીરી જાહેર ન કરો. મારા દુઃખમાં ભાગ લેવાનો તમારો એક પણ ઉપાય નથી તે હું સારી રીતે સમજી શકું છું. પરંતુ તમારા પવિત્ર અંતઃકરણમાં દુઃખી બાળાઓની દાઝ છે. કન્યાવિક્રયના અંધકારમાં અથડાતી દુઃખો બાળાઓ પ્રત્યે તમારી શુભ લાગણી છે, તેથીજ તમારી લાયકાતની પુરવાર થાય છે. ભાઈઓ જનાર જાય છે આ અસાર સંસારમાંથી કાંઈ પણ સાથે લઈ જતો નથી પરન્તુ જતી વખતે પણ મને એટલોજ અફસોસ થાય છે કે જ્યારે પુત્રીનો જન્મ થાય છે ત્યારે તેના માબાપો અનેક પ્રકારના લાડ લડાવે છે. ખવરાવે છે પીવરાવે છે. ભણવાનું સાધન હોય તો ભણાવે છે; લુગડાં વીગેરે પરચુરણ સાધનો પુરાં પાડતાં સેંકડો રૂપીઆનો ખર્ચ ભોગવે છે અને પુત્રી પ્રત્યે અતિશય પ્યાર રાખે છે પરંતુ જ્યારે તે પુત્રી

લગ્ન કરવાને લાયક થાય છે ત્યારે કન્યાનું વેચાણ કરનારા કસાઈ માબાપો એ પુત્રીને એક શત્રુ તરીકે લેખીને પોતાની જ્ઞાતિમાના ગમે તેવા વરની સાથે પરણાવી દે છે. ખરેખર એ મહાઅન્યાય થાય છે પરંતુ તે અન્યાય દૂર કરનારા સુજ્ઞ સજ્જન્નો અત્યારે નિદ્રાદેવીને આધીન થઈ નિરાંતે સુતા છે, એ ઘણીજ દીલગીરીની વાત છે. પ્રભુ તેવા સુતેલા સુજ્ઞ સજ્જનોને જલદી જાગૃત કરો એજ મારી નમ્ર પ્રાર્થના છે. મારા દેશી ભાઇઓ આપઆપનો અમુલ્ય વખત રોકી મારા માટે જે કાંઈ સારી લાગણી જાહેર કરી છે તેને માટે હું આપનો ઉપકાર માનું છું.

હે પ્રભુ હવે તો આ ગરીબ સેવકની અરજી સ્વીકારી લેજે અને મારી વ્હાલામાં વ્હાલી બહેન લલિતાની રક્ષા કરજે છેલ્લામાં છેલ્લી એજ વિનંતિ છે.

પ્રાણલાલ— ૨૧.

" સેવકની અરજી લેજે પ્રભુ તું સ્વીકારી,
" શરણે આવે છે આ દાસ તારો રે આજે...સેવકની.
" પાપી પિતાને મારી-બહેનને બચાવી,
" અપરાધ હોયે તો ક્ષમા કરજે દયા લાવી...સેવકની.
" દુઃખણી બહેનીનું દુઃખડું કાપી,
" રક્ષા કરજે નિરદોષ બાળાની આજે...સેવકની.

પ્રવેશ દશમો સમાપ્ત.

# પ્રવેશ અગીયારમો.

સ્થળ—મહાન ભયંકર અદ્ભુત જેલખાનુ ફાંસીને લાકડે લટકાવવાને માટે પ્રાણુલાલને હાજર કરે છે. પ્રાણુલાલના શરીર ઉપરનો ડ્રેસ ઉતરાવે છે, અને સરકારના કાયદા મુજબ જેલર સાહેબ પ્રાણુલાલને ઈષ્ટ દેવનું છેલ્લામાં છેલ્લું સ્મરણ કરી લેવા હુકમ આપી બાર વાગ્યાના ટાઈમમાં અધુરો રહેલો ટાઈમ પુરો કરે છે.

પ્રાણુલાલ—

"અસાર સંસારના સાગરે, વૃથા ડુબતું નાવ આજે,
"દુર્ભાગ્ય કર્મના પ્રવાસે, ડુબ્યું તરતું નાંવ આજે.
"સદ્ભાગ્ય ચિત્તના સંસ્કારે, વિકારવામાં વહેરાયો,
"શૂન્ય સૃષ્ટીના અન્ધકારે, શુષ્ક શ્રમ સફળ કહેવાયો.

જેલર—અમારા કાયદા મુજબ તમોને ચેતવણી આપવામાં આવે છે કે, "ફાંસી" આપવાનો ટાઈમ નજીકમાં આવી પહોંચ્યો છે. માટે તમારે તમારા ઈષ્ટદેવનું સ્મરણ કરવું હોય તો કરી લ્યો.

પ્રાણુલાલ—બહુ સારૂં સાહેબ, આપ નામદારનો મ્હોટો ઉપકાર થયો. હે અખિલ વિશ્વપતિ, વિશ્વનાથ, શ્રીસકળ સૃષ્ટીના સરજનહાર, શ્રી "કૃષ્ણુચંદ્ર" પરમાત્મા હવે હું તારા ચરણના શરણમાં નિવાસ કરવા આવું છું, તો તું તારે શરણે આવેલા સેવકનો ઉદ્ધાર કરજે. તારા અભાગી સેવકને તારા સુંદર સ્વર્ગમાં સ્થાનક આપજે.

ગાયન ૨૨.

" શ્રીકૃષ્ણ મોરારી છો ગીરીધારી,
" લેજે તું ઉગારી આશરો તારો છે એક.
" સૃષ્ટીમાં, વૃષ્ટીમાં, દુનીઆની,
" દૃષ્ટીમાં સર્વમાં તું છો એક.
" સુખકરમાં, દુઃખકરમાં, મધુકરમાં, તરૂવરમાં,
" સરવરમાં તું છો એક. શ્રીકૃષ્ણ૦
" શાન્તીમાં, ભ્રાન્તીમાં ભકતોની ભકિતની,
" શકિતમાં તું છો એક.
" જળમાંને, સ્થળમાંને, આકાશે પાતાળે,
" જયાં ત્યાં તું છો એક. શ્રીકૃષ્ણ૦
" સેવકની અરજી લેજે સ્વીકારી,
" દેજે વિચારી ધ્યાન;
" શરણે તારે હું આવી માગું છું,
" સુંદર " સ્વર્ગ " નું સ્થાન. શ્રીકૃષ્ણ૦

જેલર—નામદાર માનવંતા સરકારનો માનવંતો કાયદો છે કે ફાંસીએ જનાર માણસની કોઈપણ બાબતની કોઇપણ ઈચ્છા હોય તો તે દરેક ઈચ્છાઓને પુરી પાડવી માટે તમારી કોઈપણ બાબતની કોઈપણ ઇચ્છા હશે તો તે ઘણી ખુશીની સાથે પુરી પાડવામાં આવશે.

પ્રાણુલાલ—ઇચ્છા, શું ઈચ્છા હોય. આ સંસારમાં સમગ્ર સુખ ભોગવવાની સર્વત્ર ઇચ્છાઓનો તો પરમાત્માએ

સદાને માટે નાશ કર્યો છે તો પછી હવે આ અસાર સંસારનો સદાને માટે સંગ છોડતાં કયા પ્રકારની ઇચ્છા બાકી રહી હોય? સાહેબ કોઈપણ બાબતની કાંઇપણ ઇચ્છા નથી. આહા. અરે, હું કેમ ભુલું છું. છે છે મારા માનવંતા જેલર સાહેબ એક ઇચ્છા છે. તે એજ કે મારી વ્હાલામાં વ્હાલી મારી નાની બ્હેન લલિતા કે જે બ્હેનને ખાતર હું આ જીવ લેનાર ફાંસીને મારી આખી જીંદગીનો ભોગ આપવા તૈયાર થયો છું તો તે મારી ગરીબડી બ્હેનનું છેલ્લામાં છેલ્લું ગરીબડું મુખદર્શન કરવાની એક પવિત્ર ઈચ્છા છે. અને બીજું એ કે, એક મારો બાગસ્નેહી સૌભાગ્યચંદ્ર છે તેની પ્રત્યક્ષ મુલાકાત લેવાની એક ઇચ્છા છે, તો તે બન્ને ઇચ્છાઓને આપ નામદાર પાર પાડશો તો આપનો મ્હારા પ્રત્યે મ્હોટો ઉપકાર થશે.

જેલર—સિપાઈ જાઓ. દરવાજા બહાર બહોત લોક ખડે હેં ઉસમેંસે એક સૌભાગ્યચંદ્ર નામકા સખ્સકું ઓર એક લલિતા નામકી લડકીકુ અંદર હાજર કરો દુસરા સખ્સકુ અંદર મત આને દો.

સિપાઈ—જૈસા આપ નામદારકા હુકમ.

જેલર—મીસ્ટર પ્રાણુલાલ, તમો કન્યાવિક્રયનો અંધકાર દુર કરવા પાપી પિતાનું ખુન કરી જે જીંદગીનો ભોગ આપો છો એ ખરેખર પોતાની બ્હેન પ્રત્યે મ્હોટી વફાદારીનું કામ કરો છો. આ બાબતથી હું તમારા ઉપર ઘણોજ ખુશી થયો છું. પણ લાચાર છું કે કાયદાને અનુસરી તમો

ખુનના આરોપને માટે મ્હોટા ગુન્હેગાર છો જેથી હું તમારા માટે કાંઈ પણ કરી શકતો નથી.

પ્રાણલાલ—મારા માયાળુ માનવંતા જેલર સાહેબ-તમોએ મારા માટે જે ઉંડી દીલસોજી જાહેર કરી છે, તેને માટે આપનો હું આભારી છું. પરંતુ મારે એટલું તો અવશ્ય જણાવવું પડશે કે માનવંતા સરકારના કાયદામાં તો હું મ્હોટો ગુન્હેગાર છું. પરંતુ જે સરકારનો સરકાર સકળ સૃષ્ટીનો સરજનહાર કીરતારના પવિત્ર દરબારમાં તો હું સદાને માટે તદન નિર્દોષ છું.

લલિતા—ઓ મારા વ્હાલા ભાઈ, આ તારી શો દશા ?

પ્રાણલાલ—બ્હેન દીલગીરી છોડી દે. ઈશ્વરની ઈચ્છાથી સર્વ કામ બને છે તેમાં મનુષ્યોનું કાંઈ પણ ડહાપણ ચાલતું નથી. ઈશ્વરની પવિત્ર ઈચ્છાને આધીન થવું, એજ સર્વત્ર મનુષ્યનું કર્તવ્ય છે. આજે આ અસાર સંસારમાંથી મારા અલ્પ આયુષ્યની પૂર્ણાહુતી થાય છે. માટે હું શ્રી પરમ કૃપાળુ પરમાત્માના પવિત્ર દરબારમાં સદાને માટે નિવૃતિ-નિવાસ કરવા ચાલ્યો જાઉ છું. માટે બ્હેન લલિતા, હવે તું ખેદ છોડી દે અને ઈશ્વરની પવિત્ર ઈચ્છાને આધિન થઇ વિધિનું ધાર્યું વેઠી લે. લલિતા મારી વ્હાલી બ્હેન લલિતા, આ દુનીઆમાં તારો ભાઈ હવે ફકત પાંચ મીનીટનો મહેમાન છે તો તે મહેમાનને સુખશાંતી અને આનંદની લાગણીથી પ્રભુના દરબારમાં જવાને માટે રજા આપ, કે જેથી

કરીને તારા હીણભાગ્ય ભાઈના હીણભાગ્ય આત્માને સ્વર્ગમાં સદાને માટે શાન્તી મળે.

લલિતા—ઓ પ્રભુ, પ્રભુ, આ શું આફત મારા નિર્દોષ ભાઇની રક્ષા કરો, રક્ષા કરો.

પ્રાણુલાલ—બ્હેન લલિતા, હવે તું તારૂં રૂદન બંધ કર, અને આ તારા કમનશીબ ભાઇને આ દુનીઆમાંથી જવાને માટે જલદી રજા આપ.

જેલર—મીસ્ટર પ્રાણુલાલ, હું તમોને હુકમ કરૂં છું કે હવે તમો ભાઇ અને બહેન તાકીદે જુદાં પડો.

લલિતા—અરે કોઇ આવો આવો, મારા વ્હાલા ભાઈને બચાવો બચાવો, અરે કોઈ મારા ભાઈને મદદ કરો, મદદ કરો.

પ્રાણુલાલ—મિત્ર સૌભાગ્યચંદ્ર, તમો મારા બાળસ્નેહી છો, અને તમોએ મને સ્નેહી તરિકે વખતોવખત કીંમતી મદદ આપવામાં જરા પણ ન્યૂનતા રાખી નથી એટલુંજ નહી પરંતુ મારા જેવા ગરીબ કુટુંબમાં જન્મ પામેલા ગરીબ પ્રાણુલાલને આપની લક્ષાધિપતિની સ્થિતિ હોવા છતાં આપે આપની બહેનને મારી સાથે પરણાવી મારી જીંદગીને ભાગ્યશાળી બનાવવામાં જરા પણ ન્યુનતા રાખી નથી. તેને માટે આપનો હું જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે પરંતુ જે ઉપકારનો લેશ માત્ર પણ બદલો આપવાને માટે આ તમારો કમનશીબ ગરીબ મિત્ર પોતાની આખી જીંદગીમાં તદન

નિષ્ફળ થયો છે તેને માટે હું આપની સમક્ષ દિન વદનથી નમ્રતાપૂર્વક ક્ષમા ચાહુ છું.

સૌભાગ્યચંદ્ર—મિત્ર પ્રાણુલાલ, તેમાં ક્ષમા ચાહવાનું જરા પણ કારણ નથી. મિત્ર મિત્રનું કામ કરતા આવે છે એ પ્રમાણે મેં તમોને કદાચ બાળપણામાં મદદ કરી હશે તો મેં એક મિત્ર પ્રત્યે મિત્ર તરિકેની એક પવિત્ર ફરજ બજાવી છે. એ ઉપરાંત મેં કાંઈ પણ કર્યું નથી. પણ મને અત્યારે એટલોજ ભારે અફસોસ થાય છે કે અત્યારના તમારા દુઃખમાં જરા પણ ભાગ લેવાનો મારો એક પણ ઉપાય નથી પરંતુ કદાચ અત્યારનું તમારૂં દુઃખ દૂર કરવાનો મારો એક પણ ઉપાય હત તો હું હીમ્મતથી અને અભિમાનથી કહું છું કે એક તમારા જેવા ગુણવાન મિત્રનું દુઃખ દૂર કરવાને ખાતર હું મારા પિતાની લાખો રૂપીઆની દોલત એક પવિત્ર મિત્રતાના સંબંધને ખાતર કુરબાન કુરબાન કરી નાંખત. પણ ઘણોજ દીલગીર છું કે હું તેમાંથી અત્યારે કાંઈ પણ કરી શકતો નથી.

પ્રાણુલાલ—મિત્ર સૌભાગ્યચંદ્ર તમારા પવિત્ર અંતકરણની મિત્ર પ્રત્યેની શુભ ઉદાર લાગણી જોઇ મારૂં ગરીબડું અંતર આપની અમીરી સ્થિતિને લાખો ધન્યવાદ આપે છે. મિત્ર સૌભાગ્યચંદ્ર આપને હવે મારે છેલ્લામાં છેલ્લી એટલીજ તસ્દી આપવાની છે કે હું જનાર આજે આ ઉફાની દુનીઆનો સંગ છોડી પ્રભુના પવિત્ર દરબારમાં નિવાસ કરવા ચાલ્યો

જાઉં છું પણ જતી વખતે હું આપની પાસે એક કીંમતી વચન માગવાની સુવર્ણ અભિલાષા રાખું છું તો તે અભિલાષાને આપ વચન આપી પૂર્ણ કરી શકશો ?

સૌભાગ્યચંદ્ર—મિત્ર પ્રાણુલાલ એ શું બોલો છો, વચન તો શું પણ માથું માગો તો માથું ઉતારી આપવાને માટે આ તમારો વફાદાર મિત્ર તૈયાર છે.

પ્રાણુલાલ—ધન્ય છે, ધન્ય છે, મિત્ર સૌભાગ્યચંદ્ર ધન્ય છે. અરે દુનિઆમાં મિત્ર હજો તો દરેક સ્થળે તમારા જેવાજ વફાદાર મિત્ર હજો. મિત્ર સૌભાગ્યચંદ્ર ? વચનના બદલામાં મારે એટલુંજ માંગવાનું છે કે આ મારી વ્હાલામાં વ્હાલી બ્હેન કે જે બ્હેનની અમુલ્ય જીંદગી સુધારવાને ખાતર મેં મારી આખી જીંદગાની પાયમાલ કરી નાંખી છે. આ મારી રાંકડી બહેનની જીંદગીને ભાગ્યશાળી બનાવવાને ખાતર મેં મારા પાપી પિતાનું ખુન કર્યું છે. તો તે મારી વ્હાલામાં વ્હાલી ગરીબડી બ્હેનનો ગરીબ હાથ હું તમોને સદાને માટે સોંપું છું તો આપ મારી ગરીબ બહેનના ભાગ્યના ભાગ્યશાળી ભરથાર તરિકે કબુલ થાઓ એજ મારા વચનની માંગણી છે. તો તે મારી માંગણી આપ સ્વીકારશો તો તેનો બદલો આપને પ્રભુ આપશે.

સૌભાગ્યચંદ્ર—મિત્ર પ્રાણુલાલ, તમારા મુખમાંથી નિકળતા કરૂણાજનક શબ્દો મારાથી સાંભળી શકાતા નથી. હું હીણભાગ્ય મિત્ર અત્યારે તમારા દુઃખમાં કાંઈ પણ ભાગ લઈ

શકતો નથી. મિત્ર પ્રાણુલાલ, આજે તમારે ધર્મ કરતાં ધાડ આવી પડી છે ઓ પ્રભુ પ્રભુ, તારા દરબારમાં આ કેવો ન્યાય થાય છે. મિત્ર પ્રાણુલાલ, શાન્ત થાઓ શાન્ત થાઓ. પ્રાણુલાલ જો આ બાબતથીજ તમારા આત્માને શાન્તી થતી હોય, તો હું પરમાત્માના સોગનસહિત તમારા તરફની અમુલ્ય મંગળરૂપ માગણી અત્યંત માન્યસહિત સ્વીકારૂં છું.

પ્રાણુલાલ—મિત્ર સૌભાગ્યચંદ્ર કદાચ આ બાબતમાં તમારા કુટુંબ તરફથી તમોને કાંઇ પણ વિઘ્ન આવે તો તેની સાબીતીને માટે તમો શું કહેવા ચાહો છો.

સૌભાગ્યચંદ્ર—મિત્ર પ્રાણુલાલ મારી સ્વતંત્ર બાબતમાં મારૂં કુટુંબ વચમાં પડતું નથી છતાં પણ તમોને શંકા રહેતી હોય તો તેની સાબીતીને માટે એટલુંજ કે એક મિત્રનું વચન પાળવાને ખાતર પિતાની લાખોની ગાદીને તજી દેવી ચોક્કસ છે. આ દુનીયામાં તમારી બેન લલિતા શિવાય મારે બીજી મા અને બેહેન સમાન છે.

પ્રાણુલાલ—શાહબાશ, શાહબાશ, મિત્ર સૌભાગ્યચંદ્ર શાહબાશ. આ કળીયુગ જમાનામાં તમારા જેવા મિત્ર વિરલાઓને લાખો અને કરોડો ધન્યવાદ ઘટે છે. ઈશ્વર તમારૂં સદાને માટે કલ્યાણ કરો આ પવિત્ર દમ્પતિ જોડું દુનીઆમાં સદાને માટે સુખી રહો, એજ અંતકરણનો છેલ્લામાં છેલ્લો મારો શુભ આશીરવાદ છે. બહેન લલિતા હવે તું તારૂં રૂદન છોડી દે, અને આ એક લક્ષાધિપતિના સર્વ ગુણ પામતા

બાળકને તું તારા ભવિષ્યનો પતિ માની લે, અને તારા અભાગી ભાઈને આ દુનિયામાંથી જવાને માટે હવે હસ્તે ચહેરે રજા આપી દે.

લલિતા—ભાઈ ભાઈ તું આ શું બોલે છે. મારી જીંદગી સુધારવાનો તો તેં પ્રયત્ન સફળ કર્યો પણ ભાઈ આ તારી જીંદગી તદન નિર્થક જાય છે તેનો ભાઈ તને જરા પણ અફસોસ થતો નથી, કે મને હસ્તે ચહેરે રજા આપવાનું કહે છે.

પ્રાણુલાલ—બહેન બહેન, અફસોસ ઘણો થાય છે અને એ અફસોસને અંતે મારા અંતરમાં આગના ભડકા સળગે છે. બહેન લલિતા આ મારી ન્હાની વયમાં દુનીઆને છોડી જવું એ મને ગમતું નથી તારા જેવી ગાય કરતાં પણ વધુ ગરીબડી બહેનનો સંબંધ ત્રોડી જવું એ મને ગમતું નથી. એક લક્ષાધિપતિના પુત્ર સૌભાગ્યચંદ્ર જેવા કીંમતી મિત્ર રત્નને ગુમાવી જવું એ મને ગમતું નથી આ મારી અનેક પ્રકારની આશાથી ભરેલી જીંદગીને રગદોળી જવું એ મને ગમતું નથી પણ શું કરૂં બહેન લલિતા કે જ્યાં આભ ફાટે ત્યાં થીંગડું દેવાતું નથી.

જેલર—પ્રાણુલાલ હું તમોને છેવટનો હુકમ કરૂં છું કે તમો તાકીદે તમારા બેનથી જુદા પડી તૈયાર થઈ જાઓ.

પ્રાણુલાલ—બહુ સારૂ, મારા માનવંતા જેલર સાહેબ હું આપની સેવામાં તૈયાર છું.

લલિતા—ઓ પ્રભુ પ્રભુ આ તેં શું જુલમ કર્યો અરે તેં તો આજે મારા નિર્દોષ ભાઇના સુખનો સૂર્ય અસ્ત કર્યો છે અરે તેં તો આજે મારા ભાઇની જીંદગીને પાયમાલ કરી નાંખી છે. મારા ભાગ્યના અમુલ્ય હીરાને ખોઈ નાંખ્યો છે, અરે મારા સુખના સોનેરી ભંડારને તેં સળગાવી મુકયો છે.

પ્રાણુલાલ--અરે આ હું શું જોઉં છું શું લલિતા બેભાન થઇ, આ ભયંકર જેલખાનામાં લલિતા મુર્છા પામી. ઓ લલિતા લલિતા આ તો કોઇ અઘોર સંકટ કે કોઈ અઘોર પાપનો બદલો આ તો કોઇ ધર્મસંકટના નામનો દુઃખનો ડુંગર કે કોઈ કન્યાવિક્રયરૂપી રાક્ષસી રીવાજનો કાળો કેર—ઓ સૂર્ય ચંદ્ર આકાશમાંના તમામ તારાઓ જો તમો કન્યાવિક્રયની ક્રૂરતાનું કરૂણાજનક દર્શન કરી શકતા હો તો તમો સર્વ અત્યારે અસ્ત થઇ જાઓ. હે પવિત્ર ધરતી માતા, તું જો કન્યાવિક્રયની ક્રૂરતાનો વજ્ર ભાર ઉપાડી શકતી હો તો તું હવે રસાતાળ થઈ જા. ઓ લલિતા મારી વ્હાલી બહેન લલિતા, હવે શાન્ત થા શાન્ત થા. જો આ જેલખાનું છે ફાંસી આપવાનો ટાઇમ પુરો થયો છે જેલર સાહેબ ગુસ્સે થશે, લલિતા તું શું જાગૃત નહીં થા. જો જો જરા ઉંચું જોઇ તપાસ કર કે આ ફાંસીદેવી પોતાનું ભયંકર રૂપ ધારણ કરી આ તારા ભાઇ પ્રાણુલાલના હૃદયનું લોહી પીવાને નજીક આવે છે. લલિતા જો જરા ઉંચું જોઈ ખ્યાલ કર કે પરમાત્માના દરબારમાંથી મોકલેલા યમદુતો

તારા ભાઈ પ્રાણુલાલના મસ્તકનું છેદન કરવા ખુલ્લી તરવાર લઈ ઉભા છે, અરે ઓ હરામી માતા પિતા તમને આ શું સુજયું અરે તમારે દીકરીના પૈસા લઈ આ દુનીઆમાં સુખ ભોગવવું હતું તો પછી બેન લલિતાને જન્મતા કેમ મારી ન નાંખી અરે તમારે પુત્રીના પૈસા લઈ આ સંસારમાં સુખ-શાન્તી અને આનંદનો વૈભવ ભોગવવો હતો તો પછી અમો નિર્દોષ ભાઈ બહેનને જન્મતાં ગળથુલીમાં ઝેર રેડી છુંદી કેમ ન નાંખ્યા. અરે કન્યાવિક્રયની ક્રૂરતાના અંધકારમાં રીબાતાં અને પીડાતાં બાળકો શું આ દુઃખને પ્રાપ્ત થતાં હશે. અરે કન્યાવિક્રયનો નાશ કરવાને માટે અરે કન્યાવિક્રયનો જડમુળથી નિષેધ કરવાને માટે લાંબા વખતથી નિંદ્રા દેવીને આધીન થએલા ઓ મારા સ્વદેશ બંધુઓ હવે જલદી જાગૃત થાઓ જાગૃત થાઓ, લલિતા મારી વ્હાલી બ્હેન લલિતા હવે તો છેલ્લામાં છેલ્લું એટલુંજ કહેવાનું કે:—

ગાયન ૨૩

૧

" લખ્યા જે લેખ વિધીના,
" જોયા આ ખેલ કીસ્મતના;
" જોયું નાટક દુનીઆનું,
" તેનો અંત આજે આવે છે.

૨

" સુખ જોયું ને દુઃખ જોયું,
" સુખ સંસારનું ખોયું;
" તે સુખ આજ ખોવાતાં,
" ફાંસીને ભોગ દેવો છે.

૩

" પિતાનો સ્નેહ મેં જોયો,
" માયાનો પ્રભાવ મેં જોયો;
" ન જોયો સ્નેહ કીરતારનો,
" તે જોવા આજ જાવું છે.

૪

" ઓહો બહેની વ્હાલી બહેની,
" હતી મુજ ભાગ્યની બહેની;
" નહીં ત્યારે નહીં આજે,
" સદાનો સંબંધ ત્રુટે છે.

લલિતા—ભાઇ ભાઈ તું આ શું બોલે છે, શું તારો અને મારો સંબંધ આજે ત્રુટી ગયો. ઓ પ્રભુ પ્રભુ બચાવો બચાવો.

આણુલાલ—

૫

" બહેની તું મોહ છોડી દે,
" મારો સંબંધ ત્રોડી દે;
" જનારાને વિસારી દઈ,
" વિધિનું ધાર્યું વેઠી લે.

૬

" વિધિનું ધાર્યું વેઠી લઈ,
" મળ્યો ભરથાર સ્વીકારી લે;
" જનારા ભાઇને ભુલી,
" અંતરમાં શાન્તી સ્થાપી દે.

લલિતા—ન બોલ ન બોલ ઓ ભાઈ પ્રાણુલાલ તું ન બોલ. શું તું મને એક નીચ સ્વાર્થી બહેન સમજે છે. નહીં નહીં ભાઇ પ્રાણુલાલ કદી નહીં તું આજે મારા માટે તું તારો પ્રાણ આપવા તૈયાર થયો છે તો હું તારી પાછળ કદી પણ નહીં જીવીશ. ઓ ભાઇ પ્રાણુલાલ, હું પરમાત્માના સોગન ખાઈને કહું છું કે હું તારી પાછળ આપઘાત કરી જરૂર મરીશ, જરૂર મરીશ.

પ્રાણુલાલ—

૭

" ઓહો બહેની તું દેવી છે,
" જમાનાની તું છો દેવી;
" હૃદય બહેની તું દેવી છો,
" કળીયુગની તું દેવી છો.

૮

" દેવી નામ સ્થાપું છું,
" દેવી નામ જાપું છું;
" સ્વર્ગે જઈ તારૂં હું,
" દેવી નામ લખાવું છું.

૯

" બ્હેની રૂદન છોડી દઈ,
" મળ્યો ભરથાર સ્વીકારી લે;
" જનારા ભાઈને ભુલી,
" અંતરમાં શાન્તી સ્થાપી દે.

લલિતા--ભાઇ ભાઈ શું તને મારા બોલવા ઉપર વિશ્વાસ નથી આવતો શું હું તારી પાછળ એક લક્ષાધિપતિના પુત્રને પરણી સંસારમાં સુખ ભોગવીશ, નહીં નહીં ભાઈ પ્રાણુલાલ નહીં. હું તને ફરી વખત કહું છું કે આ દુનીઆમાં મને તારા શિવાઇ બીજું કોઇ પણ વ્હાલું નથી તો ભાઇ પ્રાણુલાલ હું તારા સોગન ખાઇને કહું છું કે તારો જીવ ફાંસીએ જશે તો હું તારી પાછળ મારી જીભ કચરી તુરતજ મરીશ અને આ બંને ભાઇ બહેનનું શબ એકજ વખતે એકજ સ્થાનકે એકજ લાંકડામાં સ્મશાનમાં બળી ભસ્મ થશે.

૧૦

પ્રાણુલાલ—" અંતરમાં આગ લાગી છે,
" બુઝાવાને નથી કોઇ;
" હતો મિત્ર બુઝાવાને,
" નથી ઉપાય તેનો કંઈ.

૧૧

" સંસારી સંગ છોડું છું,
" મિત્રનો સંબંધ ત્રોડું છું;

" હૃદય બહેની હૃદય રાખી,
" સ્વર્ગે હું સિધાવું છું.

૧૨

" બહેની છે છેલ્લા તુજને પ્રણામ,
" મિત્ર છે છેલ્લા તમને પ્રણામ;
" જગતના મિત્રોને છે પ્રણામ,
" પ્રાણના સર્વને છે પ્રણામ.

ચાલો જેલર સાહેબ ચાલો.

જેલર—એ લોકકું બહાર જાને દો.

સિપાઈ—બહોત અચ્છા.

લલિતા—ઓ પ્રભુ પ્રભુ બચાવો બચાવો.

પ્રાણુલાલ—લલિતા તું ગમે તેટલું કલ્પાંત કરીશ જેથી કરીને આ તારો ભાઈ જીવતો રહેવાનો નથી. હવા સાથે બાચકા ભરવાથી તારૂં કાંઇ પણ વળી શકનાર નથી. માટે હું તને હવે છેલ્લામાં છેલ્લું કહું છું કે મને વ્હાલામાં વ્હાલો ગણુતી હો. તો હું તને મારા સોગન આપીને કહું છું કે એક શબ્દ પણ બોલ્યા શિવાય જેલનો દરવાજો છોડી બહાર ચાલી જા.

લલિતા—ઓ પ્રભુ પ્રભુ મારા ભાઇની રક્ષા કરો રક્ષા કરો.

પ્રાણુલાલ—લલિતા તું બાળહઠ છોડી દે અને શાને માટે હદ ઉપરાંત કલ્પાંત કરે છે અરે દુનીઆમાં જેનો જન્મ છે તેનું એક વખત મરણ થવાનું છે. કોઈ વહેલું જવાનું છે.

નો કોઈ મહોડું જવાનું છે પણ એક વખત જવાનું છે એ ચોક્કસ થવાનું છે. માટે તું તારૂં કલ્પાંત છોડી દે લલિતા તું મનમાં એમ સમજજે કે હાલના જમાનામાં ચાલતા મહાન ભયંકર ત્રાસદાયક પ્લેગના કેસમાં તારો ભાઈ પ્રાણુલાલ આજે મરી ગયો છે. મિત્ર સૌભાગ્યચંદ્ર લલિતા બાળક છે કદાચ બાળહઠ લઈને આપઘાત ન કરે તે બાબતમાં સમ્પૂર્ણ કાળજી રાખજો. લીધેલી પ્રતિજ્ઞા સિદ્ધ કરજો, લલિતાની સંભાળ રાખજો.

સૌભાગ્યચંદ્ર—ઠીક જેવી પ્રભુની ઈચ્છા. લલિતા ચાલો.

પ્રાણુલાલ—ગઈ ગઈ ગઈ બહેન લલિતા સદાને માટે ચાલી ગઈ. આ હું શું જોઉં છું. અરેરે મારી આંખે અંધારાં આવે છે.

જેલર—પ્રાણુલાલ પ્રાણુલાલ સાવધ થાઓ. સરકારના માનવંતા હુકમને માન આપો.

પ્રાણુલાલ—" મન ધારે કે હું કરૂં કરવાવાળો કોઈ,
" આદર્યા અધવચ રહે પ્રભુ કરે તે હોય.

હે શ્રી સકળ સૃષ્ટીના સરજનહાર શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા હું આજ સુધી આ મૃત્યુ લોકમાં તારા નામનું રટણ કરતો હતો અને હવે પછી તારા પવિત્ર દેવલોકમાં તારા પવિત્ર નામનું રટણ કરીશ. તારા પવિત્ર નામની પવિત્ર માળા નિશદિન સ્વર્ગમાં જપીશ. તો શરણે આવેલા સેવકને તારી લેજે એજ છેલ્લામાં છેલ્લી વિનંતી છે.

ગાયન ૨૪.

"નામ જપીશ હું તારૂં રે રટણ કરીશ હું તારૂં રે.
"સ્વર્ગમાં જઇ નામ જપીશ હું તારૂં,
"કૃષ્ણ મોરારી તારૂં નામ છે જગતમાં પ્યારૂં.
"ઉદ્ધાર છે અધમ તણો કરનારૂં રે—સ્વર્ગમાં૦
"સ્વાર્થી સંસાર છોડું છું આપ શરણે હું આવું છું,
"લેજે ત્રિભુવન મુજને તારી રે—સ્વર્ગમાં૦

પ્રાણલાલને ફાંસીને લાકડે લટકાવવાની તૈયારી કરે છે એટલામાં શ્રીનીતીદેવી પ્રગટ થાય છે અને નીચેનું ગાયન તથા ભાષણ બોલી અદૃશ્ય રીતે પોતાને સ્થાનકે ચાલી જાય છે.

શ્રીનિતીદેવી— ગાયન ૨૫.

"આવી આવી આવી રે હું તો ભક્ત માટે અહીં આવી,
"ભકત છે મારો નિતીમાં પુરો,
"ન્યાય નિતીમાં નથી અધુરો;
"નીતી રીતીમાં પુરો શુરો.
"સહાય થવા હું આવી રે હું તો ભકત માટે અહીં આવી,
આવી આવી—
"ભકતને મરતામાંથી બચાવા,
"ભકતનું મનડું અતિ રીજવવા;
"ભકતના ભાગ્યનો ઉદય કરવા.

" ભીડ ભાગવા આવી રે હું તો ભકત માટે અહીં આવી,
આવી આવી—

શ્રીનીતીદેવીને આધીન થએલા પ્રાણુલાલ હું તારી અપૂર્વ નીતિ ભકિત જોઈ તારા પર પૂર્ણ પ્રસન્ન થઈ છું. આવા હડહડતા કળીકાળમાં કન્યાવિક્રયનો નાશ કરવાને માટે પોતાના પ્રાણુનો ભોગ આપનાર તું પ્રથમ બહાર પડ્યો છે જેથી કરીને હું આજથી તારા નામનું શ્રી કન્યાવિક્રયનિષેધક વીર પુરૂષ તરીકે સ્થાપક કરૂં છું. હું તને મારા પ્રત્યક્ષ દર્શનનો અલભ્ય લાભ આપત પરંતુ આ જમાનામાં કોઈ પણ મનુષ્યને પ્રત્યક્ષ દર્શનનો લાભ આપવા મને પરમાત્માનો હુકમ નથી. જેથી કરીને હું પરોક્ષ રહીને તને વચન આપું છું કે તેં તારા પાપી પિતાનું ખુન કરી તારી બહેનને તેં જીવતદાન આપ્યું છે. તો આજે હું તને આ ભયંકર ફાંસીએથી છોડાવી તને જીવતદાન આપું છું અને આ સંસારમાં તારા નિસ્તેજ ભાગ્યનો ઉદય કરૂં છું.

નીતીદેવી અદૃશ્ય થાય છે.

જેલર—સીપાઈઓ હમ તુમકુ હુકમ કરતા હે ઉસમેં તુમ ધ્યાન રખો. જાઓ બરાબર બારા ઘંટાસે ફાંસીકી દોરી ખેંચના ઉસમેં ગફલત બિલકુલ મત કરના.

સિપાઈઓ—જૈસા આપ નામદારકા હુકમ.

સિપાઈઓ--જેલર સાહેબ જેલર સાહેબ જુલમ હો ગયા જુલમ હો ગયા.

જેલર--કયા હુવા.

સિપાઇઓ--ફાંસીકી દોરી તુટ ગયા.

જેલર--અફસોસ કયસા તુટ ગયા.

સિપાઈઓ—આપકા હુકમ મુજબ બારા ઘંટાસે દોરી ખેંચી કેદીકા નીચેકા હથિઆર ખેંચ લીઆ ઉસ દરમીઆન ફાંસીકી દોરી તુટ ગયા.

જેલર--જાઓ હમ તુમકુ હુકમ કરતા હે કે નામદાર સરકારકા માનવંતા કાયદા મુજબ જેલકા દરવાજા ખોલ દો. એક વફાદાર કેદીકુ અબીકે અબી છોડ દો.

સિપાઈઓ—જૈસા આપ નામદારકા હુકમ.

પ્રાણુલાલ—કયાં છે કયાં છે કયાં છે ભેટ ભેટ મારી ગાય કરતાં પણ વધુ ગરીબડી બહેન ભેટ આજે આ દુનીઆમાં તારા ભાઇનો નવો અવતાર થયો છે.

લલિતા—ઓ મારા વ્હાલા ભાઈ.

ભાઇ બહેનનો વિજય.

પ્રવેશ અગીયારમો સમાપ્ત.

---

# પ્રવેશ બારમો.

પોતાના પતિ પ્રાણુલાલનો ફાંસીની સજામાંથી છુટકારો થયો છે એ શુભ સમાચાર સાંભળતાં હર્ષમાં ઉભરાતી આનંદમાં તલ્લીન થતી સ્વર્ગનું સુખ પ્રાપ્ત થયું હોય એવા અતિશય ઉમંગમાં ઘેલી બનેલી લક્ષ્મી પોતાના પતિનું મુખદર્શન કરવા નીચેનું ગાયન બોલતી વિદાય થાય છે.

પ્રાણુપતી ફાંસીએથી છુટ્યા પ્રભુ પ્રભુ તારો કેટલો ઉપકાર ચાલ ચાલ પ્રાણુનાથનું મુખદર્શન કરી જીંદગી પર્યન્તની કૃતાર્થ થાઉં.

લક્ષ્મી— ૨૬

" જોઉં જઇને પ્યારાનું મુખડું,
" પ્યારાનું મુખડું પ્યારાનું ચિતડું પ્યારાનું–મનડું–જોઉં૦
" હું તો તમારી રાધા બની છું,
" તમે અમારા કૃષ્ણુ થયા છો;
" રાધા કૃષ્ણુ રાધા કૃષ્ણુની જોડી રે—હું તો૦
" હું તો તમારી સીતા બની છું,
" તમે અમારા રામ થયા છો;
" રામ સીતા રામ સીતાની જોડી રે—હું તો૦

" હું તો તમારી લક્ષ્મી સતી છું,
" તમે અમારા પ્રાણ પતી છો;
" " પ્રાણ લક્ષ્મી " " પ્રાણ લક્ષ્મી "ની જોડી રે—હું તો૦

પ્રવેશ બારમો સમાપ્ત.



## પ્રવેશ તેરમો.

લક્ષ્મી પોતાના પતિ પ્રાણુલાલને પવિત્ર પ્રેમનું પ્રેમદર્શન કરાવતી નીચેનું ગાયન બોલતી શયનગૃહ તરફ નિવૃતિ નિવાસમાં સિધાવે છે.

લક્ષ્મી— ૨૭

" પધારો પ્રાણુ મારા રે, મુજ આંખોના છો તારારે પ્રાણુપતી.
" દુઃખના દરીઆમાં હું ડુબેલી દાસી,
" તેમાંથી તરીને થઇ આપની પ્યાસી;
" આવ્યા છે સુખ વારા રે..... ............પ્રાણુપતી.

પ્રાણુલાલ—

" દુઃખને અંતે સુખ કહેવાયે,
" સત્યનો વિજય અંતે હોયે;
" સ્વીકારો સ્નેહ બાળા રે લક્ષ્મી સતી..........પધારો.

પ્રવેશ તેરમો સમાપ્ત.



## પ્રવેશ ચૌદમો.

પોતાના પતિ પ્રાણુલાલની બ્હેન લલિતાની સાથે પોતાના ભાઈ સૌભાગ્યચંદ્રનાં લગ્ન થવાનાં છે એટલે લક્ષ્મી લલિતાની સાથે નીચેની વાતચીતમાં આનંદનો વખત નિર્ગમન કરે છે.

લક્ષ્મી—કેમ બહેન લલિતા હવે તો તમો થોડાક વખત પછી મારાં ભાભી થવાનાં ?

લલિતા—લક્ષ્મી બહેન શ્રી પરમ કૃપાળુ પરમાત્માની ઈચ્છા હશે તેમ થશે મનુષ્યની ઈચ્છા શું કામ લાગશે ?

લક્ષ્મી—લલિતા બહેન તમો તમારા ભાઇનો જેટલો ઉપકાર માનો તેટલો ઓછો છે. કારણ કે આ સ્વાર્થી સંસારમાં તમારા ભાઈ જેવા ભાઇઓ ઘણાજ ઓછાં નિકળશે.

લલિતા—હા મારા ભાઈ પ્રાણુલાલનો ઉપકાર આ ભવમાં તો ભુલી શકાય તેમ નથી પણ પ્રભુના દરબારમાં પણ ભુલી શકાય તેમ નથી.

લક્ષ્મી—ઈશ્વરે જે દુઃખ આપ્યું તે સારાને માટે. ઠીક ચાલો જમવાનો ટાઈમ થવા આવ્યો છે એટલે આપણે જમી લઇએ.

લક્ષ્મી તથા લલિતા ભોજન પ્રસાદીના હોલ તરફ સિધાવે છે એટલામાં સ્વજ્ઞાતિનું સ્ત્રીમંડળ નીચેનું ગાયન બોલતું બોલતું લલિતાના લગ્નની ખુશાલીમાં માન આપવાનો માટે સામું મળે છે.

સ્ત્રીમંડળ—                    ગાયન ૨૮

" ચાલો ચાલો સૌ બહેન લલિતાને માન મોટું આપીએ ( ૨ )

લલિતા—લક્ષ્મી બહેન જુઓ સાંભળો આ મારૂં નામ લઈ કોણ ગાય છે.

લક્ષ્મી—લલિતા બહેન આપણી જ્ઞાતિનું સ્ત્રીમંડળ તમોને માન આપવા આવે છે તમો ઉભા રહો હું તેને માન સહિત અંદર બોલાવી લાવું છું.

લક્ષ્મી નિચેનું ગાયન બોલતી સ્ત્રીમંડળને માન સહિત બેસારે છે.

લક્ષ્મી—" આવો આવો સૌ બ્હેન લલિતાને માન મોટું આપીએ
" બેસો બેસો સૌ બ્હેન લલિતાને ફૂલથી વધાવીએ.
" ધરી ઉરે ઉમંગ આનંદનો દીન આજે માનીએ.

લક્ષ્મી ઉપરનું ગાયન બોલી રહે છે એટલામાં પ્રાણુલાલ સૌભાગ્યચંદ્ર સહિત હાજર થાય છે અને પોતાની જ્ઞાતીના સ્ત્રીમંડળના ભવ્ય મેળાવડામાં પોતાની બ્હેન લલિતાની સાથે પોતાના મિત્ર સૌભાગ્યચંદ્રનો " હસ્તે મેળાપે " નિચેનું ગાયન બોલતો કરાવી આપે છે.

પ્રાણુલાલ—                    ગાયન ૨૯

" કન્યાવિક્રયના ક્રૂર કૃત્યમાંથી બચી તું બેન ' ડી
" ઉપકાર તું માને પ્રભુનો વ્હાલી મારી બેન ' ડી
" કન્યા વિક્રયનો નાશ જડ મુળથી થવા હીમ્મત ધરૂં

" જીંદગીના જોખમે પાછો કદી પણ નહીં ફરૂં
" દમ્પતી જોડું તમો સંસારમાં સુખી રહો
" સુખ સંપતી ભવ્ય કીર્તી માંહે જીંદગાની સફળકરો.

સૌભાગ્યચંદ્ર સાથે લલિતાના લગ્નનો હસ્ત મેળાપ થયા બાદ સ્ત્રીમંડળનું ટોળું રજા લઈ પોતાના ઘર તરફ વિદાય થાય છે—પ્રાણુલાલ તથા લક્ષ્મી પોતાના રૂમમાં જાય છે. પાછળ રહેલું નવીન દમ્પતી જોડું નિચે પ્રમાણે વાત ચિતનો પ્રથમ પ્રસંગ ચલાવે છે.

લલિતા—પ્રાણનાથ પધારો પ્રતિ પુજનનો સમય થવા આવ્યો છે.

સૌભાગ્યચંદ્ર—બહુ સારૂ પ્રિયા ચાલો તારા જેવી ગુણવાન સ્ત્રીથી હું આજે ભાગ્યશાળી થયો છું.

લલિતા—હું પણ આપના જેવા સદગુણ પતીથી મ્હોટી ભાગ્યવાન થઈ છું.

લલિતા— ગાયન ૩૦

" પ્રાણનાથ પ્રિતીના પંથે પધારો
" સ્નેહ સુંદર શામળીઆ સ્વીકારો......પ્રાણનાથ
" પાપી પીતાના પંજામાંથી ફાવી
" ઇશ્વરે તેમાંથી મુજને બચાવી
" અમી દ્રષ્ટીની વૃષ્ટી વરસાવો.........સ્નેહ

સૌભાગ્યચંદ્ર—

" સ્નેહ અમૃત અંતરમાં ઉતારો
" તાપ ત્રિવિધ સંતાપ નિવારો
" પ્રાણ પ્રિયા પ્રિતીની રીતી વધારો
" હવે સુખેથી સુંદરી સીધારો....... ..પ્રાણનાથ

## સત્યનો વિજય અને કન્યાવિક્રયનો નાશ.

•

અંક બીજો સમાપ્ત.









બ્દ જ ત્હને કંઈક અંશે પ્રિય થયો હોય તોજ તું આ નાટક જોવા પધારવાની તસ્દી લેજે નાટક પુરેપુરૂં જોઈ વિચાર કરજે, વિચાર કરી અનેક વિચારોના વમળોમાં ત્હારા મસ્તકને ભમાવી દઈ તેમાંથી જન્મ પામતી અનેક કલ્પનાઓ અને તે કલ્પનાઓનો સાર તેમજ તારા સાચા ખોટા મિત્રોનો સ્વાર્થી સગાંઓનો દુનિઆમાં ફક્ત ઓળખાણ તરીકે દાવા રાખનારા મનુષ્યનો સમગ્ર સર્વનો તેમજ આખા બ્રહ્માંડનો સાર સાંકર્ય કરી તેમાંથી ત્હને જે સત્ય લાગે તે વ્યાજબી માની આ નાટ-કના લેખકને માટે દુનીઆની દ્રષ્ટીમાં વ્યાજબી લાગે તેવી આ લેખકની યોગ્ય કદર કરજે. અને આ નાટકના પ્રત્યક્ષ અવલોકનથી થતા ફાયદા અથવા ગેરફાયદા જો ત્હને ફુરસદ મળે અને લખવાની ઇચ્છા થાય તો લેખકને શિરનામે લખી

મોકલજે એટલે ત્હારા લખાણુને હું ઉપકાર સહિત અત્યંત માનની દૃષ્ટીથી વધાવી લઇશ.

## વાંચનાર !

તું પરણેલી સ્ત્રી હો અથવા તો પુરૂષ હો, કુંવારી કન્યા હો અથવા તો વિદ્યાર્થી હો; રંક, શ્રીમાન, અજ્ઞાન, વિદ્વાન કોઇપણુ જ્ઞાતિ હો તેની સાથે મ્હારે કશો પણુ સંબંધ નથી પણુ ત્હને આ નાટકમાંથી તથા ત્હારી સર્ગ શકિતએ મેળવેલા શુભ સારમાંથી ત્હને ત્હારા માટે—ત્હારા કુટુંબીઓને માટે ત્હારી જીંદગીની સાફલ્યતાને માટે કોઈ પણુ વખત કોઈપણુ પ્રમાણીક વાકયનું એક અલ્પ દૃષ્ટાંત પણુ ત્હને મદદરૂપ થઈ પડશે તોજ લેખકના તન મનનો અનહદ ભોગ અને ત્હને આ નાટક જોવા આવવા માટે પડેલો પરિશ્રમ સફળ થયો સમજાશે એજ બાકી હાલતો લેખકને માટે—

## ( લેખકના હૃદય ઉદ્દગાર. )

“ અસાર સંસારના સાગરે વૃથા ડુબતું નાવ આજે.<br>
“ દુર્ભાગ્ય કર્મના પ્રવાસે, ડુબ્યું તરતું નાવ આજે.<br>
“ સદ્ભાગ્ય ચિત્તના સંસ્કારે, વિકારવા'માં વહેરાયો.<br>
“ સુન્ય સૃષ્ટિના અન્ધકારે, શુષ્ક શ્રમ સફળ કહેવાયો.

## ઉપરાંત.

" સોનું સમજી સંગ કર્યો, કર્મે નિવડયું કથીર.

પણ

" શાન્તી રાખી સાચવ્યું, નિકળ્યું, કંચન હીર.

તો પણ વાંચનાર ત્હારા માટે.

" ગન્ધ ગ્રહી જે ઉર મહીં, વા 'ચે વહી નવ જાય.
" સ્થુળને સુક્ષ્મ જ્ઞાનથી, દિર્ધ દ્દષ્ટી દેવાય.
" જ્ઞાન ધ્યાનને સાનમાં, સઉ સમજી શકાય.
" વિદ્વાનો મન કંઈ નહીં, અઢંગીઓ અથડાય.
" અથડાઈ અથડાય છે, ત્હોય ન આવે પાર.
" અજ્ઞાનના અન્ધકારમાં, વિફળ ગોથાં ખાય.
" અનુભવે અનુભવ મળે, એ તો સરળ મનાય.
" પરોક્ષઅનુભવ સિદ્ધ કરે, એજ મનુષ્ય ગણાય.
" બાકી તો સર્વ નામનાં, મનુષ્ય કહેવાતાં ફરે.
" સુખને દુઃખના ત્રાંજવામાં, ત્રોળાતાં આયુષ્ય ચરે.

એથી વધારે શું લખવું.

લી૦ શુભેચ્છક,

**લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા,**

# કન્યા વિક્રયની ક્રૂરતા.



નામનું નાટક પ્રજાવર્ગને બોધ
આપવાને માટેજ
તદન મફત બતાવવામાં
આવે છે.



મુંબઈમાં
અત્યાર સુધીમાં કુલ્લે બે લાખ ઉપરાંત
માણસોએ આ નાટક તદન મફત
જોવાનો લાભ લીધો છે.

———:૦:———

# લેખકનો ખુલાસો.



મરણુને કીનારે પહોંચેલા સાઠ વરસના ડોસા સાથે પૈસાના લોભમાં લોભાઈ જઈ પોતાની બાર વરસની ગાય જેવી ગરીબડી પુત્રીને છતી આંખે આંધળા થઇ પરણાવી દેવા તત્પર થનાર કૃતઘ્ની માતા પિતા પ્રત્યે ધિક્કાર ફિટકાર અને તિરસ્કારની લાગણી ખાસ જાહેર કરવાને માટેજ આ લેખકે “ કન્યાવિક્રયની ક્રૂરતા ” નામનું નાટક રચીને પ્રસિદ્ધ કર્યું છે. એટલું જ નહિ પરન્તુ હિન્દુ સંસારમાં ચાલતા કન્યાવિક્રયના કરપીણુ રીવાજનો જડમૂળથી નાશ કરવાના દૃઢતા ભરેલા સોનેરી મતને અનુકુળ થઈ આ લેખક પોતાની જીંદગીના જોખમે આ પુસ્તકને નાટકશાળામાં નાટકરૂપે ભજવી બતાવે છે. એ ઉપરાંત આ નાટકના પ્રત્યક્ષ અવલોકનથી કન્યાવિક્રયના અન્ધકારમાં રીબાતી

અને પીડાતી બાળાઓનું અત્યન્ત કરૂણાજનક દુઃખ-દાયક દુઃખદર્શનનું દૃષ્ટીસમીપ ભાન થાય, અને તે દૃષ્ટીસમીપના દુઃખદાયક દુઃખદર્શનના ભાનથી પોતાના ઉદરથી જન્મ પામેલી પોતાની પ્યારી પુત્રી પ્રત્યે દયાની લાગણી ઉત્પન્ન થાય, અને તે દયાની લાગણીને અંતે પોતાની પુત્રીને યોગ્ય પતિ સાથે પરણાવવા સુવર્ણમય ઈચ્છા થાય, અને તે સુવર્ણમય ઈચ્છાની પરિપૂર્ણ ફતેહ સાથે નિર્દોષ કુમળી કન્યાઓની આખી જીંદગાની સાફલ્યતા સહિત જીંદગીપર્યન્ત નિર્ગમન થાય, એવા પ્રબળ હેતુથીજ આ લેખક પોતાના તન મન અને સ્વતંત્ર ધનના ભોગ ઉપરાંત પ્રજાવર્ગની મદદ મેળવી બોધ આપવાને માટેજ આ નાટક પ્રજા-વર્ગને તદ્દન મફત બતાવે છે. અત્યાર સુધીમાં એકં-દર બે લાખ ઉપરાંત માણુસોને આ નાટક મફત બતાવ્યું છે. અને હવે પછી શ્રી પરમ કૃપાળુ પરમા-ત્માના પવિત્ર દરબારમાં આ નાટકના લેખકના આયુ-ષ્યની કલ્પના હશે તો તે આયુષ્યની પૂર્ણાહુતિ સુધીમાં

અનેક માણસોને આ નાટક તદ્દન મફત બતાવી અને તેના અન્તઃકરણમાં બોધરૂપી અમૃતનું સિંચન કરી કન્યાવિક્રયનો અન્ધકાર દૂર કરવામાંજ આ "લેખક" પોતાનો વ્યતિત થયેલો ચૌદ વરસનો મહા પ્રયાસ અને હવે પછીનો દરેક પ્રયાસ સફળ માની આ સંસારમાં મોંઘામાં મોંઘી કીંમતે મળેલો મનુષ્ય અવતાર કલ્યાણકારી થયો એમ સમજશે.

**શ્રી કન્યાવિક્રયનિષેધક સમાજ,**

વ્યવસ્થાપક

લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા.



અત્યાર સુધીમાં આ નાટકના ફકત ગાયનનાં અને ગાયન તથા ભાષણ સહિતનાં કુલ્લે ( ૫૪૦૦૦ ) ચોપન હજાર પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.



